# નિવેદન

"જામનગરની ભીતરમાં" પ્રગટ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

પ્રજાની કાયદેસર અને બંધારણીય પ્રવૃતિને કચડી મારવા માટે દેશી રાજ્યો તરફથી આજે જે જંગલી ઉપાયો લેવાઈ રહ્યા છે, તેની સામે દેશી રાજ્યોની બ્હાર વસતી પ્રજાનો લોકમત કેળવવા અને તેનો સક્રિય સાથ અને સહાનુભૂતિ મેળવવા માટે દેશી રાજ્યોમાં ચાલતી પ્રજાકીય પ્રવૃતિ અને તેની સામેના રાજ્યોના આક્રમણોનાં ચિતારો પુસ્તકો દ્વારા આપવા અતિ જરૂરી છે. આવી એક જરૂરીયાત પૂરી પાડવાનો અમારો આ એક નમ્ર પ્રયાસ છે.

નવાનગર રાજ્યની પ્રજાકીય પ્રવૃતિ અને તેનો વિકાસ અને તેની સામે રાજ્યની વ્યવસ્થિત ગુંડાગીરી, આ બધાનો લેખકે આ પુસ્તકની અંદર સુંદર ચીતાર રજુ કર્યો છે.

આ પુસ્તકની અંદર જરાપણ અતિશયોક્તિ વગર, બનેલા અને સાચા જ બનાવો આપવામાં આવ્યા છે. આ સંબંધો લેખકે ઉપસંહારમાં વિસ્તારથી જણાવેલ હોઇ અમે તેનું પુનરાવર્તન કરતા નથી.

અમને આશા છે કે, ગુજરાતની જનતા અમારા આ પ્રયાસને સારો આવકાર આપશે.

પ્રકાશક

# અનુક્રમ

# પરિચય

નવાનગર રાજ્ય હિંદુસ્તાનમાં જે થોડા મહત્વનાં રાજ્યો આવેલાં છે તે પૈકી એક છે અને પશ્ચિમ હિંદ દેશી રાજ્યો એજન્સીમાં-કાઠિયાવાડમાં-તે આવેલું છે. પહેલા વર્ગના રાજ્યના તમામ અધિકારો અને હકુમત તે ભોગવે છે. રાજ્યની વાર્ષિક આમદાની સરેરાશ એક કરોડ રૂપિયાની છે. રાજ્યની વસ્તી આશરે પાંચ લાખની છે અને તે રાજ્યના મુખ્ય શહેર જામનગર અને આશરે સાતસો જેટલા ગામડાંઓમાં વસે છે. રાજ્યને પોતાનું બંદર છે અને તે બેડી બંદરના નામથી ઓળખાય છે. મરહુમ મહારાજા જામ સાહેબ શ્રી રણજીતસિંહજી ઘણા વખત સુધી, હિંદુસ્તાનના નરેન્દ્રમંડળનાં ચાન્સેલર હતા. અને ત્યાર પછી, આ હોદ્દો વર્તમાન રાજવી જામસાહેબ શ્રી દિગ્વીજયસિંહજી ભોગવી રહ્યા છે.

આ પુસ્તકમાં નવાનગર રાજ્યની ચાલુ રાજ-વહીવટની નીતિ કેવા પ્રકારની છે તેનો આછો ખ્યાલ

જાહેર જનતાને આપવાનો પ્રયાસ કરૂં છું, કારણ કે, હું માનું છું કે અમારા રાજવી મહારાજા જામસાહેબ હિંદુસ્તાનના નરેન્દ્રોમાં મહત્વનું સ્થાન ભોગવે છે, અને તેઓ રાજવહીવટની જે રીતીનીતિ પસંદ કરે, તે ઘણાં ખરાં દેશી રાજ્યોની નીતિને મહત્વની રીતે કુદરતી રીતેજ અસર પાડે છે, અને ખરૂં કહું તો રાજવહીવટ કરવાની તેમની નીતિએ અને પ્રજા સાથે કામ લેવાની તેમની રીતિએ, ઘણાં દેશી રાજ્યોની અંદર ભારે અસર કરી છે, અને તે નીતિ રીતી ઘણાં રાજ્યોએ સીધી કે આડકતરી રીતે વ્યવહારમાં મુકેલ છે.

નવાનગર રાજ્યની અંદર હર હંમેશ શું બને છે અને શું બન્યે જાય છે, તેનું વર્ણન અને ચીતાર બીજા અનેક રાજ્યોની અંદર શું બની રહ્યું છે અને બને છે, તે સમજાવવાને અને તેનો આછો ખ્યાલ આપવાને પૂરતું છે.

નરેન્દ્ર મંડળના પ્રમુખ તરીકે, કોઈ જાહેર સભાના પ્રમુખ તરીકે અગર તો કોઈ સંસ્થા અગર વ્યકિતના નોતરાયેલા મહેમાન તરીકે, જ્યારે જ્યારે અમારા મહારાજાને ભાષણ કરવાની તક મળે છે, ત્યારે ત્યારે કોઇ પણ પ્રસંગ ભાષણનું કરવા તેઓ ચૂકતા નથી. તેઓશ્રી પોતાના ભાષણો પહેલેથી બરાબર તૈયાર કરાવે છે અને ત્યારબાદ તેમની પોતાની લાક્ષણિક ઢબથી તેઓશ્રી જાહેર સભામાં ઉચ્ચારે છે. તેઓના ભાષણોની ભાષા અને તેમાં

રહેલાં ભાવો એવી સરસ અને સુંદર રીતે મુકે છે કે, જે લોકો આ ભાષણો વાંચે છે અગર તો સાંભળે છે તેમના ઉપર એવા પ્રકારની છાપ તે ભાષણો પાડી શકે કે, મહારાજા જામસાહેબ એક ઘણાં પ્રગતિકારક રાજવી છે અને લોકશાસનના પ્રખર અભ્યાસી અને ભારે પ્રસંશક છે. તેમજ, એક ઉમદા વિશાળ દિલના અને ઘણા જ ઉચ્ચ કોટીના તેઓશ્રી રાજવી છે.

આવા પ્રકારનાં ભાષણો વાંચનાર અને સાંભળનાર માનવીઓને સ્વાભાવિક રીતે જ એમ લાગે કે, નવાનગર રાજ્યની રાજ્યવહીવટની નીતિ ઘણી જ ઉમદા હશે. ત્યાનું રાજતંત્ર ઘણું જ પ્રગતિકારક હશે. ત્યાંના રાજવહીવટની અંદર પ્રજા અવાજને ઘણું જ મહત્વનું સ્થાન હશે. ત્યાંના રાજવહીવટથી લોકો ખરેખર રીતે ઘણાં સુખી અને અને સંતોષી હશે, અને જે સુંદર ભાવના અને ઉમદા વિચારો જામસાહેબ પોતાની વાણીમાં ઉચ્ચારે છે, તેવી જ ભાવનાથી આખું રાજતંત્ર ચાલતું હશે, અને ખરેખર નવાનગર રાજ્ય એક અનુકરણીય રાજ્ય હશે. (ઘડીભર એમ પણ માની બેસે કે, દેશી રાજસ્થાનોમાં નવાનગર રાજની રૈયત થવું એ પણ એક ભારે સદ્ભાગ્ય હશે.)

આ તમામ ખોટી રીતે ઉત્પન્ન થતા ખ્યાલોને દૂર કરવા, અને અમારા રાજ્યમાં જે જાતની વસ્તુસ્થિતિ ચાલી રહી છે તે વસ્તુસ્થિતિને તેના ખરેખરા નગ્ન સ્વરૂપમાં મુકવાનો મારો આ નમ્ર પ્રયાસ છે. હું માનું

છું કે મારો આ પ્રયાસ રાજ્યની બ્હાર વસતાં અનેક માણસોની ભ્રમણા ભાંગી નાખશે. હું તો મારા દરેકે દરેક વાંચનારને સંપૂર્ણ અને સંતોષકારક રીતે આ પુસ્તક દ્વારા ખાત્રી કરાવી આપવા માગું છું કે, અમારા રાજ્યમાં કાયદા અને વ્યવસ્થાનું તંત્ર નથી, પરંતુ વ્યવસ્થિત ગુંડાગીરીનું રાજ પ્રવર્તે છે. અમારા રાજ્યમાં અમારા મહારાજા જામસાહેબ સુધારા અને પ્રગતિની ગમે તેવી વાતો કરતા હોવા છતાં, તદ્દન આપખુદ અને બીનજવાબદાર રાજતંત્ર ચલાવે છે. લોકશાસનની કોઈપણ પદ્ધતિનો વિચાર, અરે! રાજ્યવહીવટની અંદર પ્રજા અવાજને સ્થાન હોવાનો વિચાર પણ અમારા રાજવીમાં ઘૃણા પેદા કરે છે. અમારા રાજવી પ્રથમ પંકિતનાં આપખુદ રાજવીનું સ્થાન ભોગવે છે, અને પ્રત્યાઘાતિ રાજવી તરીકે પણ તેમને પહેલી કોટીમાં મુકી શકાય. કમનશીબે, આવા અમારા પ્રત્યાઘાતિ રાજવી ચારે તરફથી તેમના જેટલા, બલ્કે, તેથી પણ કાંઈક વિશેષ પ્રત્યાઘાતી વિચારસરણીવાળાં સગાં સ્નેહીઓથી ઘેરાયેલાં છે. અમારા રાજવીએ તેમનાં ભાષણોની અંદર જગતભરને જે વાતો કહેવાનો વિલાસ કરેલ છે. તે વાતો પૈકી સોમા ભાગના વિચારો પણ તેમણે કાર્યમાં ઉતાર્યો નથી. બ્હારથી ઉજ્વળ લેખાતું નવાનગર રાજ્ય ખરેખર ભયંકર ગુંડાગીરીનું સ્થાન છે. અને આપખુદ શાસનના ચક્રમાં અનેક પાશવી કૃત્યો અમારા રાજ્યમાં સીધી અગર આડકતરી રીતે બેધડક બની રહ્યા છે. મારા આ કથનમાં રહેલી સંપૂર્ણ સત્યતાનો ખ્યાલ આ પછીનાં પાનાંઓ આપી શકશે.

# રાજકોટની લડત પહેલાં અને પછી

બ્રિટિશ હિંદની પ્રજામાં રાજકીય જાગૃતીનો જુવાળ, પ્રજાના અમાપ ભોગો અને તેને અંગે મળેલા થોડા ઘણાં રાજકીય અધીકારો આ બધાને લઈને વર્ષોથી કચડાયેલો દેશી રાજ્યોની પ્રજામાં જાગૃતિ આવે, અને તે પોતાની માથે લદાયેલી ગુલામીને ફગાવી દેવાને મથે એ તદ્દન સ્વાભાવિક છે.

બ્રિટિશ હિંદના આઠ પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનમંડળોની સ્થાપના પછી હિંદુસ્તાનનાં તમામ દેશી રાજ્યોમાં આવી જાતની જાગૃતિ આવી, અને બ્રિટિશ હિંદના ધોરણે પ્રજાકીય હકકોની પ્રજા માંગણી કરવા લાગી.

જામનગર પણ આમાંથી બાકાત રહી શક્યું નહિ. રાજકોટની લડતે જામનગરની પ્રજામાં નવો ઉત્સાહ અને નવો પ્રાણ રેડયો. વર્ષોથી ગુલામી ભોગવતી અને કચડાયેલી નવાનગર રાજ્યની પ્રજામાં રાજકોટની લડત પછી

જ રાજકીય પ્રવૃતિની શરૂઆત થઇ, તે પહેલાં તો આખા રાજ્યમાં અંધકાર જ છવાયેલો હતો.

નવાનગર રાજ્યની ગુંડાગીરીનો ઈતિહાસ આપતાં પહેલાં, રાજકોટની લડત પહેલાંનો, નવાનગર રાજ્યનો પ્રજાપીડક કારોબારનો આછો ખ્યાલ અહીં આપવો જરૂરી છે.

સામાન્ય રીતે દેશી રાજ્યોમાં હંમેશાં ત્રણ જાતની સભાબંધી હોય છે.

(૧) કાયદાથી પ્રતિબંધ મુકાયો હોય. (૨) મૌખિક હુકમથી પ્રતિબંધ મુકાયો હોય. (૩) બહારથી આવતી કોઈ વ્યક્તિને સભા કે ભાષણ કરવા સામે પ્રતિબંધ મુકાયો હોય.

રાજકોટની લડત પહેલાં અમારે ત્યાં બીજા પ્રકારની સભાબંધી ચાલતી હતી. રાજકોટની લડતની સાથોસાથ આ પ્રતિબંધને પ્રજાએ તોડીને સભા ભરવાનો માર્ગ મોકળો કર્યો.

સભાબંધી ઉપરાંત પણ, બીજી ઘણી બાબતોમાં અને ખાસ કરીને શહેરી સ્વાતંત્ર્યના હક્કોમાં, દેશી રાજ્યોમાં બે જાતના હુકમો અમલમાં હોય છે. એક કાયદાથી જાહેર કરેલા અને બીજા મૌખિક. શહેરી સ્વાતંત્ર્યની બાબતમાં તો કાયદેસરના હુકમો કરતાં મૌખિક હુકમોની સંખ્યા ઘણાં દેશી રાજ્યોમાં વધારે

હોય છે. રાજાનો હુકમ કે ઈચ્છા એજ કાયદો હોય છે. આમાંનું એક અમારૂં રાજ્ય પણ છે.

રાજ્ય તરફથી સભાઓ ઉપર કાયદેસરનો પ્રતિબંધ નહિ મુકવામાં આવેલો હોઈને, એક વખત જામનગરના જાહેર કાર્યકરો શ્રી. લવણપ્રસાદ શાહ અને શ્રી. કેશવલાલ કુંડલીયાએ રાષ્ટ્રસભાના સભ્યો નોંધાવા બાબત જાહેર સભા બોલાવેલી. આ સભાને બીનકેસી પોલીસે વિખેરી નાખેલી અને સભામાંની પેટ્રોમેક્ષ બત્તીઓ ઉઠાવી ગએલા. આમ કાયદેસરની સભાને ગેરકાયદેસર રીતે, અને કાનુનની વિરૂદ્ધ જઈને બીનકેસી પોલીસદ્વારા વિખેરી નાખવામાં આવી.

અમારા રાજ્યની પ્રજાએ મરહુમ જામ સાહેબ શ્રી રણજીતસિંહજી ગાદીનશીન થયા પછી, રાજકોટની લડત શરૂ થઈ ત્યાંસુધી, કદી પણ સંઘ, મીલન, લેખન કે વાણી, કોઈપણ જાતનું સ્વાતંત્ર્ય ભોગવ્યું નહોતું. અને રાજ્યના ગેરકારોબાર, નોકરશાહીની ગેરવર્તણુંક વગેરે સામે પોકાર ઉઠાવવો એ પણ "મૌખિક રીતે ગેર-કાયદેસર" ઠેરવવામાં આવતાં પ્રજાને મુંગે મોંએ સહન કરવું પડતું.

રાજકોટની લડત શરૂ થયા પહેલાં અમારે ત્યાં શહેર સ્વાતંત્ર્ય સંબંધી આ સ્થિતિ હતી.

એ તો જાણીતી વાત છે કે, સારાયે હિંદુસ્તાનમાં નવાનગર રાજ્ય મરહુમ જામ સાહેબના સમયથીજ એક

ભારે જુલ્મી રાજ્ય તરીકે જાણીતું થયું છે. મરહુમ જામસાહેબનો અંગત ખર્ચ ઘણો વધારે પડતો હતો. રાજ્યની આવકના લગભગ ૬૦ ટકા તેઓ પોતાના અંગત ખર્ચમાં વાપરતા. આ ભારે ખર્ચને પહોંચી વળવાને પ્રજા ઉપર અને ખાસ કરીને ખેડુતો ઉપર ભારે કરવેરા નાખવામાં આવેલા. આથી અમારૂં રાજ્ય કરવેરાની બાબતમાં ભારે નામીચું બની ગયું છે.

ખેડુતોની ઉપર વિઘોટી અને કરવેરા ઘટવાને બદલે દિન પ્રતિદિન વધતા જ રહ્યા છે. પરિણામે ખેડુતોની ઉપજ કરતાં વિઘોટી અને બીજા કરવેરાની રકમ વધી પડતાં, પોતાના કુટુંબનું ભરણ પોષણ કરવાને ખેડુતોને મોટી રકમનું કરજ કરવું પડે છે. નવાનગર રાજ્યના ખેડુતો, આજે કોઇપણ રાજ્ય કરતાં, વધુ કરજદાર અને દુઃખી છે. રાજ્યની ચૂસણનીતિના પરિણામે નવાનગર રાજ્યનો ખેડુત આજે ભાંગીને ભુક્કો થઇ ગયો છે.

ખેડુતો પાસેથી વિઘોટી અને કરવેરાની બજાવણી એટલી ભયંકર રીતે થાય છે કે, ખેડુતો ત્રાહી ત્રાહી પોકારી ઉઠે છે. વિઘોટી ભરવામાં જો જરાયે કસુર થાય છે તો, રેવન્યુ ખાતાના માણસો તેને નેતરની સોટીઓથી ફટકારે છે, અંગુઠા પકડાવે છે, અને બીજી અનેક રીતે હેરાન કરે છે.

અમારા રાજ્યમાં લાંચ રૂશ્વતનું જોર પણ બીજા રાજ્યોનાં કરતાં અનેકગણું વિશેષ છે. એકેએક ખાતાના માણસો, લાંચ મેળવવાને માટે ખેડુતોની ઉપર અવનવા

ત્રાસો ગુજારે છે. જો ખેડુતો લાંચ આપવામાં આનાકાની કરે છે તો, તેને માર મારવામાં આવે છે, ખોટી રીતે આર્થીક નુકશાનીમાં ઉતારવામાં આવે છે, અને શક્ય તેટલી બીજી અનેક રીતે હેરાન કરવામાં આવે છે. રેવન્યુ ખાતાનો ત્રાસ આ બધામાં વિશેષ છે.

વેઠની બાબતમાં પણ અમારૂં રાજ્ય ઓછું નામીચું નથી. ખેડુતો ઉપરાંત ઢેઢ, કુંભાર, વાણંદ વગેરે કોમો પાસેથી પણ દરેક ખાતાના માણસો ભયંકર રીતે વેઠ લે છે. 'સાહેબ'નો હુકમ થતાંની સાથે જ વેઠ આપવાને માટે દરેકે તૈયાર રહેવું પડે છે. પોતાના કામને અંગે હજાર રૂપિયાનું નુકશાન થતું હોય તો પણ, એ કામને રઝળતું મુકી, 'સાહેબ'ની વેઠ કરવાને માટે હાજર થવું પડે છે. આમાં જો એક મીનીટનું પણ મોડું થાય છે તો, "સાહેબ"ના ગુસ્સાનો એ બિચારાને ભોગ થવું પડે છે. તૈયાર કરેલાં ખળાંને રઝળતાં મુકીને, વેઠ માટે ખેડુતોને હાજર થવું પડયું હોય એવા અનેક દાખલાઓ છે. ખેડુતો ઉપરાંત ખડ વાઢીને, બળતણ વેચીને કે એવી મજુરી કરીને ગુજરાન ચલાવતાં હરિજનોને પણ આજ રીતે વેઠ આપવી પડે છે. દરબારી નોકરોને જોઇતું બળતણ આ કોમે પૂરૂં પાડવું પડે છે. દરબારી અને દરબારી નોકરોનાં જનાવરોને જોઇતો ઘાસચારો પણ આ કોમે જ પુરો પાડવાનો હોય છે. આ નીતિનું પરિણામ એ આવ્યું છે કે, વેઠના ત્રાસે, ઉપરોક્ત કોમને પોતાની રોજી કમાવાનો પૂરતો સમય રહેતો નથી અને એથી તેની આર્થીક બેહાલી દિન પર દિન વધતી રહે છે.

અમારા રાજ્યના હરેક ખાતાના માણસોનું એક આપખુદ માનસ એવું થઈ ગયું છે કે, બોલાવ્યાની સાથે જ, જો કોઇ વેઠીયો હાજર નથી થતો તો, એમાં એને પોતાનું ભયંકર અપમાન લાગે છે, અને વેઠીયો મોટો બળવાખોર બની ગયો જણાય છે, અને પછી તો, એને 'સીધો' જ કરવાનો નિર્ણય કરી નાખે છે.

આટકોટ તાલુકાના ભાડલા ગામે, તાજેતરમાં જ, આવા અમલદારનો ભોગ એક હરિજન બનેલો તેનો દાખલો અહિં આપવો જરૂરી છે.

એક સ્થાનિક અમલદારે, ઘોડા માટે ઘાસ કાપવા એક હરિજનને બોલાવ્યો. હરિજનને તેના ઘર કામને અંગે આવતાં જરા મોડું થયું. અમલદારને એમાં પોતાનું માન હણાતું દેખાયું. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ, અને હરિજનને સખ્ત રૂપે ખડના ઓરડામાં પૂરી દેવાનો હુકમ કર્યો. હરિજનને પૂરી તાળું મારીને 'સાહેબ' વધુ શીકાર માટે ગામડામાં ઉપડયા. પાછળથી પૂરાયેલો હરિજન, ઓરડામાં પડયો પડયો બુમો પડવા લાગ્યો, કારણ કે, તેને સરપ કરડયો હતો. નીચેના અમલદારોએ ઓરડો ખોલવાની ના પાડી, કારણ કે, 'સાહેબ'ની સખ્ત મનાઈ હતી. મોડેથી 'સાહેબ' પધાર્યા ત્યારે, હરિજન બેભાન અવસ્થામાં પડયો હતો. હરિજનના નશીબ સંજોગે એક ફકીર સરપ ઉતારનાર મળી ગયો, અને એથી હરિજન બચી જવા પામ્યો.

 

આ બનાવની ઉપર જાણ થઇ. પણ, તેને કાંઈ મહત્વ અપાયું નહિ. કારણ કે આવા પ્રસંગો અમારે ત્યાં તદ્દન સ્વાભાવિક થઈ પડયા છે.

આ ઉપરથી, અમારે ત્યાં વેઠનો કેટલો ત્રાસ હશે, એ કલ્પવું કોઇને માટે પણ મુશ્કેલ નથી.

જકાત ખાતાના અમલદારોનો ત્રાસ પણ ગરિબ ગામડીયાઓ ઉપર ઓછો નથી. લાંચ રૂશ્વત અને વેઠનો ત્રાસ આ ખાતાંના માણસોનો પણ, ગામડીયા વર્ગે ભોગવવાનો હોય છે. લાંચ મેળવવાને માટે ઘણી વખત, જકાતચોરીના ખોટા આરોપો ખેડુતો ઉપર મુકવામાં આવે છે, અને પછી જુદી જુદી અનેક રીતોએ પજવવામા આવે છે કે જેથી બિચારો ગામડીઓ ત્રાસી જઈને લાંચ આપી દે છે.

આમ અમારો ખેડુત, ચારે બાજુએથી દુઃખથી ઘેરાયેલો, નસીબને દોષ દેતો પડ્યો છે. નથી તેના મોઢાં ઉપર નુર કે નથી તેના શરીર ઉપર સારૂં વસ્ત્ર. હજારો મણ ઘઉં પકાવે છે, છતાં, તેના ભાણામાં જુવાર બાજરાનાં સુકા રોટલા સિવાય બીજું હોતું નથી! હજારો મણ કપાસ પકાવે છે છતાં, તે કે તેના બૈરાં છોકરાં કદી સારૂં વસ્ત્ર, વારે પરબે પણ પામતાં નથી! ખળામાં સેંકડો મણ અનાજના ઢગલા, વરસો વરસ કરે છે, પણ, આખરે તો તેને પછેડી ખંખેરીને જ ખળામાંથી વિદાય લેવી પડે છે! અને પાછળ રહે છે, તેના કુટુંબનાં ભરણ પોષણની

ચીન્તા અને કરજ. આ ચીન્તા ખેડુતના હૃદયને કોલી ખાતી હોય છે, ત્યાં અમલદારોની કનડગત ચાલુ થાય છે. આ સ્થિતિમાં બિચારા ખેડુતના મનની અસ્થિરતા કેટલી વધતી હશે, એ સહુકોઈ સમજી શકે તેવું છે.

અમારા રાજ્યમાં જકાતી દિવાલો ઘણી ઉંચી હોવાને કારણે હુન્નર ઉદ્યોગ પણ વિકાસ પામી શકયા નથી,

અને બ્રિટિશ હિંદના પ્રમાણમાં નવાનગર રાજ્યની પ્રજાને ભારે મોંઘો માલ વાપરવો પડે છે. છેલ્લે છેલ્લે પ્રજાકીય પ્રવૃત્તિને અંગે લોકોને સંતોષવાનાં એક દાવરૂપે, થોડી વસ્તુઓમાં, કે જે વસ્તુઓની પ્રજાને કાયમી જરૂરીયાત હોતી નથી, તેવી વસ્તુઓમાં થોડો જકાત ઘટાડો કર્યો છે.

રાજ્યની આવક એક કરોડ રૂપિયા જેટલી હોવા છતાં, પ્રજાને તેનો પુરો લાભ મળતો નથી. રાજ્યની પ્રજાનો મોટો ભાગ કેળવણીથી અલિપ્ત રહે છે. રાજ્યના ૨/૩ ભાગના ગામડાઓમાં પ્રાથમિક શાળાઓ પણ નથી, અને આવકના માત્ર ૨॥ ટકા કેળવણી પાછળ ખર્ચવામાં આવે છે. કેળવણી તરફની રાજ્યની આ બેહદ બેપરવાઈને અંગે વસ્તીના કેવળ ૨ ટકા લોકો ભણેલા છે.

મ્યુનિસિપાલીટી નામનું એક ખાતું ચલાવવામાં આવે છે. તેના વડા અમલદારની નીમણુંક મહારાજા જામ સાહેબ કરે છે અને તે સીધો તેઓ નામદારને જ જવાબદાર હોય છે. પ્રજાને મ્યુનિસિપાલીટીમાં કશું જ

સ્થાન નહિ હોઇને, બીજા ખાતાની જેમ અહિં પણ પુરેપુરૂં અંધેર ચાલે છે. પ્રજાની તંદુરસ્તી જાળવવાની જરા પણ દરકાર રાખવામાં આવતી નથી. ઉપર ઉપરથી સુંદર દેખાતું જામનગર શહેર અંદર તો નર્કને આંટી જાય એવું હોય છે. શેરીઓને સુધારવાને માટે કદી પણ પ્રયત્ન કરવામાં આવતો નથી. ચોમાસામાં આ શેરીયોની અંદર પાણી ભરાય છે, કીચડ જામે છે અને મચ્છરનો અતિશય ઉપદ્રવ થાય છે. પરિણામે આખા શહેરમાં એક સામટો રોગ ચાળો ફાટી નીકળે છે.

પ્રજાને રાતનાં પૂરા અજવાળાની પણ સગવડ કરી આપવામાં આવતી નથી. શેરીયોની અંદર ઇલેકટ્રીક તો શું પણ, ઘાંસલેટની પણ પૂરી બત્તીઓ રાખવામાં આવતી નથી. જેથી ચોમાસા જેવી ઋતુમાં, અંધારામાં ચાલવું લોકોને અને ખાસ કરીને ગરીબ વર્ગને ભારે મુશ્કેલ થઇ પડે છે.

પાણીનો ત્રાસ વર્ષોથી છે. પ્રજાની આ ફરિયાદ એકલા જામનગર શહેરમાં નહિ, પણ બીજા અનેક શહેરો અને ગામડાઓમાં છે. છતાં, તેના તરફ રાજ્યે કદી લક્ષ આપ્યું નથી. નબળાં વર્ષ વખતે તો પ્રજાની આ મુશ્કેલીનો પાર રહેતો નથી. આજે વરસાદના અભાવના અંગે, જામનગર શહેર, ખંભાળીયા વગેરે સ્થળે લોકોને પીવા માટે પણ પૂરૂં પાણી મેળવવું મુશ્કેલ થઇ પડયું છે.

હાઉસ ટેકસ જેવા ભારે અનેક કરો મ્યુનિસિપાલીટી ઉઘરાવતી હોવા છતાં, તેનો પૂરો બદલો આપી, પ્રજાની

પૂરેપુરી સગવડો સાચવવાનું અને પ્રજાની તંદુરસ્તીને જાળવી રાખવાનું રાજ્ય જરાયે ઇચ્છતું નથી.

મહારાજા જામસાહેબે મ્યુનિસિપાલીટીને પ્રજાકીય બનાવવાનો પોતાનો હેતુ જાહેર કરીને, તેનું બંધારણ ઘડવા માટે ગયા માર્ચ માસમાં એક કમીટીની નિમણુંક કરી, તેની ગેઝેટના વધારાથી પ્રજાને જાણ કરી. કમીટીની અંદરના માણસો અને કમીટીને અપાયેલી મર્યાદિત સત્તાથી, પ્રજાના કોઈ પણ વર્ગને, રાજ્યના શુભ હેતુ માટે શ્રદ્ધા બેઠી નહોતી. પ્રજાની આ માન્યતા આજે સાચી પડી છે. કમીટીની સ્થાપના કર્યાને આજે ઘણો લાંબો સમય થઈ જવા છતાં, કમીટીનું કાંઈ કામ થયું છે કે નહિ, એ કોઈ જાણતું નથી. પણ પ્રજા તો એ કમીટીનું મૃત્યુ થયેલું જ ગણે છે. આ કમિટિ નીમવા પાછળનો રાજ્યનો હેતુ પ્રજાની રાજકીય પ્રવૃતિને ઢીલી પાડવાનો અને પ્રજાના જુસ્સામાં જોળ નાખવા સિવાય બીજો કોઇ નહોતો એમ પ્રજા ત્યારે પણ માનતી અને આજે પણ માને છે.

જ્યારે ઘણાં દેશી રાજ્યોમાં પ્રજાકીય મ્યુનિસિપાલિટીઓ હસ્તી ધરાવે છે ત્યારે પણ, રાજાઓના સોવડી અમારા જામસાહેબને પ્રજાની સાથે નીકટનો સંબંધ ધરાવતાં મ્યુ. ખાતાને પણ, પ્રજાકીય બનાવવા સામે અતિશય નફરત હોય ત્યાં પ્રજા પ્રતિનિધિ સભા જેવી સંસ્થાની વાત શું કરવી?

મ્યુનિસિપાલીટીની બેપરવાઈને અંગે લોકોની તંદુરસ્તી બગડ્યા પછી પણ, પ્રજા પૂરેપુરી દવા દારૂની સારવાર પામતી નથી. રાજ્યની આવકના માત્ર ત્રણ લાખ રૂપિયા તબીબી ખાતાં પાછળ ખર્ચવામાં આવે છે. જામનગર સહેરમાં દવાખાના ખડકાયાં છે પણ તેનો લાભ લાગતા વળગતા સિવાયનાને લેવો ઘણો મુશ્કેલ થઈ પડે છે. તબીબી ખાતાં પાછળ ખર્ચાતી આ રકમનો મોટો ભાગ પગાર અને સાધનો વસાવવા પાછળ ખર્ચવામાં જાય છે, જ્યારે દવા પાછળ તો નામની જ રકમ ખર્ચાઈ છે. ગામડાંનો ઘણો મોટો ભાગ તબીબી રાહત વગરનો રહે છે. પાંચ લાખની વસ્તી પાછળ માત્ર ત્રણ લાખ રૂપિયા, રાજ્યની આમદાનીના કેવળ ૩ ટકા ખર્ચવામાં આવતા હોય ત્યાં પ્રજા કેવીક તબીબી રાહત પામતી હશે એ સમજવું કોઈને માટે પણ મુશ્કેલ કાર્ય નથી.

× × ×

નવાનગર રાજ્યમાં રાજ કોનું છે? જામ સાહેબનું છે, જામ સાહેબના બાપાનું છે, પ્રતાપસિંહજીનું છે કે દિવાન સાહેબનું છે, છે કોનું, એનીજ કશી ખબર પડતી નથી.

સૌ પોતાને સર્વ સત્તાધિશમાની મન ફાવ્યા હુકમો અને ફતવાઓ કાઢે છે. રાજ્યમાં જામ સાહેબના કરતાં જામ સાહેબના બાપનું વધુ ઉપજણ છે, જે પ્રજાને માટે સાંરે આફત સમાન છે.

જામ સાહેબના પિતાશ્રીનું નામ જુવાનસિંહજી છે અને તેઓ મરહુમ જામ સાહેબ શ્રી રણજીતસિંહજીના સગા ભાઈ થાય છે. તેઓને સૌ દાજી બાપુના નામથી ઓળખે છે.

દાજી બાપુ તદન જુની રૂઢીના અને જુની ગરાસીયાશાહીના એક આબાદ નમુના સમાન છે. નવો પવન તેઓને જરાયે અડકી શકયો નથી રાજ્ય વહીવટનું તેમને જરાયે જ્ઞાન નથી. છતાં, તેઓ એકે એક બાબતમાં ડખલગીરી કર્યા વગર રહી શકતા નથી. સ્વભાવે તદ્દન બારડ અને કરડ છે. વિવેક કે નરમાશ તેઓને જરાયે સ્પર્શી શકયાં નથી. પૂરાણી પધ્ધતિ તેઓ પ્રજા પ્રત્યે અખત્યાર કરતા હોઈને, પ્રજામાં તેઓ ભારે તિરસ્કારને પાત્ર બન્યા છે. તેઓની ભાષામાં ગંદવાડ સિવાય બીજું કંઈ ખરતું હોતું નથી.

જે રાજ્યમાં ખુદ રાજાના કરતાં પણ વધુ ઉપજાણ છે, એવા આ દાજી બાપુના પનારે પડેલી પ્રજાના શા હાલ હવાલ થતા હશે, એ સૌ કોઈ સમજી શકે તેવી બીના છે.

પ્રતાપસિંહજી જામ સાહેબના મોટા ભાઈ થાય છે અને તેઓ રાજ્યમાં કોઈ પણ હોદ્દો ધરાવતા નથી. છતાં, તેઓનું પણ રાજ્યમાં ખુદ જામ સાહેબના જેટલું જ ઉપજાણ છે.

દિવાન સાહેબ શેઠશ્રી મહેરવાનજી રાજ્યના ઘણા જુના અને વફાદાર નોકર છે. તેઓનો હરેલો અને ભલો

સ્વભાવ પ્રજાનો કાંઈક અંશે ચાહ મેળવી શકયો છે. પણ તેઓનું ઉપજાણ ઘણું ઓછું છે. પોતાના હોદ્દાની રૂએ કરેલા હુકમોની અવગણના નીચેના અમલદારો અવાર-નવાર કરે છે. આ વસ્તુ તેઓ પોતે સારી રીતે સમજે છે. છતાં, અમારા રાજ્યનો બહારની દુનીયામાં જે ઉપરછલો મોભો જળવાય રહ્યો છે. એ મોભાનું ખંડન પોતાના જવાથી થઈ જશે, અને એથી પોતાની રાજ્ય તરફની વફાદારીમાં ઉણપ આવશે, એ ખ્યાલે તેઓ આજ સુધી હોદ્દાને વળગી રહ્યા છે. આમ છતાં, સામાન્ય રીતે સૌ તેઓનો માન મરતબો જાળવી રહ્યુ છે. તેઓ જુની રૂઢીનાં પુજક હોઈ પ્રજાનાં ભોગે પણ, તેઓ રાજ્યનો મોભો જાળવવાનો મોહ છોડી શકતા નથી.

રાજ્યના આ ચાર મુખ્ય હોદ્દા સિવાય, દરેક ખાતાનાં વડા અધિકારીઓ પણ સ્વતંત્ર સુબા જેવા છે.

કોઈ ચોક્કસ રાજ્ય પદ્ધતિ અને વ્યવસ્થિત કારોબારના અભાવનું આ પરિણામ છે.

અને આ પરિણામ ઘણું ભયંકર રીતે આવ્યું છે. એકે એક ખાતામાં ખુબજ અવ્યવસ્થા અને અરાજકતા પેદા થવા પામી છે. નીચેથી તે ઠેઠ ઉપર સુધી, તમામ અમલદારો મન ફાવે તે રીતે પ્રજાની ઉપર તુટી પડયા છે. લાંચ, રૂશ્વત, વેઠ અને ત્રાસ એ આ બધાનું પરિણામ છે.

નાનામાં નાનો અમલદાર પણ આજે હોઢ જામ-સાહેબ થઈને ફરે છે. કારોબાર વ્યવસ્થિત નહિ હોઈને, હરેક ખાતાનાં માણસો ગમે તેવા હુકમો પ્રજા ઉપર છોડી શકે છે, અને ઘણી વખત તો અઘરા અધર પ્રજા પાસેથી એવા પણ કરો ઉઘરાવવામાં આવે છે કે જેની જાણ વડા અધિકારીઓ કે ખુદ મહારાજા જામ સાહેબ અને દિવાન સાહેબને પણ હોતી નથી.

પ્રજા જાણે કેમ ગુલામ હોય, એજ રીતે, બધા અમલદારો પ્રજાની પાસેથી કામ લ્યે છે. કોઈ કાયદો કે કાનુન અમારા અમલદારોને બંધન કરતાં નથી.

આ બધામાં રેવન્યું ખાતું સૌથી ચડી જાય તેવું છે. હરેક તાલુકાના મામલતદારો એટલી સત્તા જમાવીને બેઠા હોય છે કે, ઘણી વખત ખુદ દિવાન સાહેબ કે જામસાહેબના હુકમને પણ ઘોળીને પી જાય છે. મામલતદારોનો હુકમ એજ કાયદો બની જાય છે, અને પ્રજાએ એજ માન્ય રાખવો પડે છે.

અને આ મામલતદારોની પીઠ થાબડતા રેવન્યુ કમીશ્નર પાછળ બેઠાજ હોય છે. દિવાન સાહેબનો હુકમ ફરી શકે, પણ રેવન્યુ કમીશ્નર ધનજીભાઈનો હુકમ જરાયે ફરી શકે નહિ, એટલી તેમની રાજ્યમાં સત્તા છે.

પ્રજાને આ સામે ઘણું કહેવાનું છે. પણ, કહે કોને? જો કોઈ માણસ દિવાન સાહેબ કે જામ સાહેબ પાસે ફરિયાદે

જાય છે તો, પાછળથી નીચેનાં અમલદારોનો ભોગ થઈ પડે છે. અને સાંભળનાર છે કોણ? જામસાહેબની મુલાકાત તો દુર્લભ જ હોય છે. એમ છતાં, જો કોઇ દિવસ મુલાકાત થઇ જાય છે તો, ઉલ્ટાના જામસાહેબનાં ગુસ્સાનો ભોગ થઈ પડે છે. દિવાન સાહેબ પાસે જાય છે તો, દિવાન સાહેબનાં હુકમની અમલદારોને મન એક કોડીની કિંમત છે. એથી પ્રજા ફરિયાદે જતાં પણ ડરે છે.

જામસાહેબ પોતાનાથી આ વસ્તુ અજાણ નથી. પણ, તેઓ ઇરાદાપૂર્વક આ બધું ચલાવી રહ્યા છે. કારણ કે, પોતાના કમાઉ દિકરાને કાંઇ કહેવાનું તેમને કેમ સુઝે ?

આ બધાથી પ્રજા ત્રાહી ત્રાહી પોકારી ઉઠી હતી. પોતાની મુકતીનો માર્ગ શોધી રહી હતી, એવામાં રાજકોટની લડત શરૂ થઈ, નવાનગર રાજ્યની પ્રજામાં જોર આવ્યું અને સાથે સાથે પોતાની મુકિતની શોધ માટે રાજકીય પ્રવૃત્તિની શરૂઆત કરી.

નવાનગર રાજ્યના ઈતિહાસમાં આ પહેલી લોકવ્યાપી રાજકીય પ્રવૃતિની શરૂઆત હતી.

રાજકોટની લડત પહેલાંનો અને વર્તમાન સ્થિતિનો અમારા રાજ્ય કારોબારનો આ ચિતાર છે.

# "જવાબદાર રાજતંત્ર"

રાજકોટની લડત દરમ્યાન, જામનગર શહેરમાં, રાજકોટની પ્રજાને બહાદુરીપૂર્વક અને નીડરતાથી લડત લડવા માટે અભિનંદન આપવા અને બીજી આર્થિક તેમજ નૈતિક મદદ કરવા માટે અનેક સભાઓ થતી. નવાનગર રાજ્યના ઇતિહાસમાં આ પહેલીજ રાજકીય સભાઓ હતી, એટલે સભામાં સેંકડો નહિ, પણ હજારોની સંખ્યામાં માણસો એકઠા થતા. લોકોનો ઉત્સાહ પૂર જોશમાં હતો, કારણ કે, સૌને ખાતરી હતી કે રાજકોટનો એક કિલ્લો સર થતાં બીજા રાજ્યના કિલ્લાઓ ઘણીજ આસાનીથી જીતાઇ જવાના છે. રાજકોટની મુક્તિની સાથે જ આઠ કરોડ રાજસ્થાની પ્રજાની મુક્તિ સંકળાયેલી હતી, અને એથી જ નવાનગર રાજ્યની પ્રજા ભારે ઉત્સાહ અને હોંશથી રાજકોટની લડતી પ્રજાને બધી રીતે સહાય કરી રહી હતી.

નવાનગર રાજ્યની પ્રજાએ નૈતિક તેમજ આર્થિક સહાય કરવા ઉપરાંત, રાજકોટના સંગ્રામમાં પચાસ ઉપરાંત યુવાનોનો પણ ફાળો આપેલો. આ લડવૈયાઓને રણ-સંગ્રામમાં વળાવવાને સારૂ યે શહેરની પ્રજા ઉલટતી, સ્ટેશન ઉપર માનવ મહાસાગર ઉલટતો ! કચડાયેલી અને દબાયેલી પ્રજાને હવે મુક્તિ હાથ વેંતમાં લાગવી.

ત્રણ મહિનાની લડતને અંતે રાજકોટની પ્રજાનો વિજય થયો. તમામ દેશી રાજ્યોની પ્રજાએ પોતાનો વિજયગણી સૌએ વિજયોત્સવ માણ્યો. જામનગરની પ્રજાએ પણ આ ઉત્સવ ઉજવ્યો.

રાજકોટના સંગ્રામની પૂર્ણાહુતિ પછી, તમામ દેશી રાજ્યોની પ્રજાએ સંગઠન સાધવું શરૂ કર્યું. નવાનગર રાજ્યની પ્રજાએ પણ એ નિર્ણય કર્યો, અને પ્રજા મંડળની સ્થાપનાર્થે તા. ૮ મી જાન્યુઆરીએ આખા રાજ્યના કાર્યકરોનું સંમેલન મળ્યું. સંમેલનમાં પ્રજા મંડળની સ્થાપના કરવામાં આવી અને પ્રજા પરિષદ ભરવાનો નિર્ણય થયો.

પ્રજા મંડળનો અને પરિષદ ભરવાનો ધ્યેય સ્પષ્ટ હતો. મહારાજા જામસાહેબની છત્ર છાયા નીચે, પ્રજાને જવાબદારતંત્ર સ્થાપવું એ પ્રજા મંડળનો ધ્યેય હતો. આજના સડેલા અને અવ્યવસ્થિત કારોબારના સડાનાં મૂળને શોધી, તેનું નિવારણ કરી, પ્રજા હિતની દ્રષ્ટિએ કારોબારમાં ફેરફાર કરાવવાનો પ્રજા મંડળનો આશય હતો

અને છે. પ્રજા મંડળ સ્પષ્ટપણે એમ માનતું હતું અને હજી પણ માને છે કે, આ આશય ત્યારે જ ફળે કે, જ્યારે કારોબારમાં પ્રજાને સ્થાન મળે, અને આખો કારોબાર એકલા મહારાજા જામસાહેબને નહિ, પ્રજાને પણ જવાબદાર રહે, અને મહારાજા જામસાહેબના નીમાયેલાં નહિ, પણ, પ્રજાનાં ચુંટાયેલાં પ્રતિનિધિઓની બનેલી પ્રજા પ્રતિનિધી સભામાંથી, બહુમતિએ ચુંટાયેલા પ્રધાનો રાજ્ય ચલાવે.

પ્રજા મંડળનો આ ધ્યેય હતો અને છે, અને પ્રજા સમસ્ત વતી તેની આજ માંગણી હતી અને આજે પણ છે.

જેમ બંધ તૂટે અને પ્રવાહ છૂટે, એમ રાજકોટના વિજયે નવાનગર રાજ્યની પ્રજાના નાગરિક સ્વાતંત્ર્ય સામેનો બંધ તોડી નાખ્યો, અને પ્રજા પૂર જોશમાં આગળ અને આગળ વધવા માંડી. પ્રજાને હવે દુઃખનો અંત આવતો લાગ્યો. ઘણાં ઘણાં વર્ષોની યાતનાને અંતે, પ્રજાને નવો યુગ, નવું પ્રભાત દેખાવા લાગ્યું. પ્રજાના ઉત્સાહનો પાર નહોતો. પ્રજામંડળના આશ્રય નીચે પ્રજા સમસ્ત એકત્ર થવા લાગી.

પ્રજાની આ જાગૃતિ જોઈને સત્તાવાળાઓ ભડકી ઉઠયા હતા. કોઇ પણ સંજોગોમાં પ્રજાની આ પ્રવૃત્તિને તોડી નાખવાનું રાજ્યે નકકી કર્યું હતું. આ તોડ ફોડના કામને અંગે કોઈ કાયદેસર કે બંધારણીય માર્ગો કામ લાગે તેમ નહોતા. કારણ કે, આ પગલાંને પ્રજા નિડરતાથી

ઠાકરે મારે તેમ હતું, અને એટલે જ, રાજ્યે પ્રજાને દબાવી દેવાને માટે, ઘાતકી અને જંગલી ઉપાયો ગૃહણ કરી ભયંકર રીતે ગુંડાગીરી ચલાવી.

પ્રજામંડળની જવાબદાર રાજતંત્રની પ્રવૃત્તિને વધુ વેગવાન બનાવવા માટે, જામનગરના યુવાનોએ યુવક સંઘની સ્થાપના કરી, અને પ્રજામંડળના પૂરક મંડળ તરીકે યુવક સંઘ કામ કરવા લાગ્યો. યુવક સંઘની સ્થાપનાને પરિણામે પ્રજા મંડળની ગામડાં અને શહેરની પ્રવૃત્તિ વધુ જોરદાર બની. ગામડે ગામડે યુવક સંઘના સભ્યો ઘુમવા લાગ્યા અને પરિષદના કાર્યને પૂરી સફળતા અપાવવા માટે ગ્રામ્ય પ્રજાને તૈયાર કરવા લાગ્યા. પરિણામે પ્રજામંડળના બળમાં દિન પ્રતિ દિન વધારો થવા લાગ્યો.

આ પ્રવૃત્તિને વેગ મળે એવો એક પ્રસંગ ખુદ મહારાજા જામસાહેબે આપ્યો. મુંબઈના જાણીતા ગુજરાતી દૈનિક અખબાર "મુંબઈ સમાચાર"ના પ્રતિનિધીને જામ સાહેબે એક વખત મુલાકાત આપતાં એવી મતલબનું જણાવ્યું હતું કે, જો નવાનગર રાજ્યની પ્રજા એકત્ર થઈ, સામુદાયિક માંગણી કરે તો, કારોબારમાં સ્થાન આપવાની પ્રજાની માંગણીને સંતોષવા સામે તેઓ નામદારને કાંઈ હરકત નથી. હજી સુધી પ્રજાએ આવી કોઈ માંગણી તેઓની પાસે મુકી નથી. પ્રજાની કાયદેસર અને બંધારણીય પ્રવૃત્તિને ચલાવવા દેવા સામે તેઓ નામદારને કશી હરકત નથી.

"મુંબઈ સમાચાર"ના પ્રતિનિધિ સાથેની લંબાણ મુલાકાતનો આ સાર છે. મેં આગળ કહ્યું તેમ અમારા રાજવીનું વર્તન હંમેશાં બોલવાના કરતાં ઉલટી જ દિશામાં હોય છે. "મુંબઈ સમાચાર"ના પ્રતિનિધિની મુલાકાતમાં તેઓએ જે સુફીયાણી વાતો કરી હતી, તેનો એક અક્ષર પણ અમલ કરવાની વાત તો દુર રહી, પણ ત્યાર પછી તુરત જ, તેઓએ તેનાથી ઉલટું જ નવાણું અત્યાચાર કરી પ્રજાની ઉપર ભયંકર ગુંડાગીરી ચલાવી, પ્રજાની કાયદેસર અને બંધારણીય પ્રવૃત્તિને તોડી નાખવાનાં પ્રયત્નો આદર્યા. જે પ્રવૃત્તિ સામે પોતાને કશો વાંધો નથી એમ ગઈકાલે ઉચ્ચારનાર રાજવીએ, વળતે જ દિવસે, એ જ પ્રજા પ્રવૃત્તિ સામે ગેરકાયદેસર અને અન્યાયિ વલણ દાખવી પ્રજાને કચરી નાખવાની પ્રતિજ્ઞા લીધી.

પ્રજાની વધતી જતી જાગૃતિ અમારા રાજવીને મુંજવી રહી હતી. ચાલુ પદ્ધતિમાંથી એક કાંકરી પણ ખરે એ તેઓ નામદારને પસંદ નહોતું. પ્રજાની કાયદેસર કે બંધારણીય પ્રવૃત્તિ તેઓ કોઈપણ સંજોગોમાં ઇચ્છતા નહોતા.

પ્રજાએ માન્યું કે, મહારાજા જામ સાહેબની આપણી પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ છે. પ્રજાએ માન્યું કે, નવા યુગને અમારા રાજવીએ પીછાણ્યો છે. પરિષદ દ્વારા જવાબદાર રાજતંત્રની માંગણી કરીએ, એ ખુદ જામસાહેબ પણ ઇચ્છે છે, એવી ભ્રમણા પ્રજાએ સેવી. પ્રજાની આ ખરેખર ભ્રમણા જ હતી, એની જાણ પ્રજાને અમારા રાજવીએ

ટુંક સમયમાં જ કરી. અમારા રાજવીના ચાવવાના અને બતાવવાના દાંતો જુદા હતા, એની જાણ કરવામાં તેઓ નામદારે બહુ ઝાઝો સમય વિતાવ્યો નહિ. આટકોટમાં પ્રથમ ચેતવણી, અને પછી, બાબુવડમાં તેનો અમલ થયો.

અમારા રાજ્યની પ્રજા મંડળ કે યુવક સંઘને, કોઇ પણ રાજકીય સંસ્થાની ખ્યાતિ ઇચ્છિતા નહોતા. પ્રજા પરિષદ ભરાય એ તેઓ નામદારને જરાયે રૂચતી વાત નહોતી. યુવકોના એકધારા ઉત્સાહ અને કાર્યથી ગામડાની સૂતેલી પ્રજા એકાએક જાગૃત બની હતી, એટલે રાજ્યે જોયું કે, પ્રજામંડળની પ્રવૃત્તિને જો થંભાવી દેવી હોય તો, પ્રથમ યુવાનોને સપાટામાં લેવા જોઇએ. આથી, યુવક સંઘના સભ્યો ઉપર ગુંડાગીરીનો પ્રથમ અખતરો અજમાવવામાં આવ્યો. આટકોટ તાલુકામાં એક પ્રસંગ દ્વારા યુવકોને ચેતવણીના સૂર સંભળાવવામાં આવ્યા.

શ્રી શાંતિલાલ દલાલ નામના એક સ્વયંસેવક સાયકલ ઉપર આટકોટ તાલુકાના ગામડાઓમાં પરિષદનો પ્રચાર કરી રહ્યા હતા. તા. ૧૨ મી જાન્યુઆરીએ, જ્યારે તેઓ એક ગામથી બીજે ગામ જતા હતા ત્યારે, રસ્તામાં ચાર બુકાનીદારો, સામે બંદુક તાકીને ઉભા રહ્યા, અને મારી નાખવાની ધમકી આપી. હવે પછી જો પરિષદનું કામ કરે તો, જીવતો નહિ જવા દેવામાં આવે, એવી સખ્ત શબ્દોમાં ચેતવણી આપવામાં આવી. આ સંદેશો તેના સહકાર્યકરોને પણ પહોંચાડવાની શાંતિલાલને ચેતવણી અપાઇ.

## ભાણવડ

આટકોટના બનાવ પછી પણ, યુવક સંઘના કાર્યકરોએ તેના કામને જરાયે ઢીલમાં મૂક્યું નહિ, એટલે પછી તેનો સાક્ષાત અનુભવ ભાણવડ મુકામે આપવામાં આવ્યો.

ભાણવડમાં તા. ૨૫ મી જાન્યુઆરીએ રાતના લગભગ ૯ વાગે જાહેર સભા ચાલતી હતી. જામનગરના યુવક કાર્યકરો શ્રી રૂપજી નજરઅલી, કેશવલાલ કુંડલીયા, લાલજી જીવરાજ, ચુનીલાલ પોપટ તથા મગનલાલ ચાંદલીયા પરિષદના પ્રચારાર્થે આવેલા. સભા ખતમ થઇ, અને વીશેક જેટલા લાઠીધારી ગુંડાઓ જામનગરથી આવેલા યુવક કાર્યકરો ઉપર તુટી પડ્યા. મંચ ઉપર ઉભેલા રૂપજી અને કેશવલાલને ખેંચી નીચે પછાડવામાં આવ્યા અને લાઠીઓથી ટીપવામાં આવ્યા. તેઓનું રક્ષણ કરવા આવનારને પણ લાકડીઓથી સખ્ત ઘાયલ કરવામાં આવ્યા. રૂપજીને સાફાથી બાંધી ત્રણ ગુંડાઓ લાકડીઓથી

તેમના વાંસા ઉપર ફટકારવા માંડયા અને સખ્ત રીતે ઘાયલ કરવામાં આવ્યા. ચુનીલાલને વાંસા અને હાથ ઉપર માર પડવા ઉપરાંત, માથામાં એવી સખ્ત લાઠી પડી કે, તે લોહી લોહાણ થઈ ગયા. કેશવલાલને વાંસામાં અને પગ ઉપર ખૂબ લાઠીઓ પડી. સ્થાનિક કાર્યકરો શ્રી બાબુભાઈ ઘેલાણીને પકડીને વાંસામાં પંદર વીસ લાઠીઓ મારવામાં આવી તથા દલપતરામને હાથના કાંડા ઉપર અને વાંસામાં લગભગ પચીશેક જેટલા ફટકાઓ પડયા. જામનગરથી આવેલા બીજા બે યુવક કાર્યકરો શ્રી લાલજી અને ચાંદલીયાને પણ લાઠીઓના ફટકાઓ પડયા. આ ઉપરાંત બીજા પંદરથી વીશ જેટલા સ્થાનિક માણસોને પણ સારી એવી ઈજા થઈ. સખત માર પડવાને પરિણામે, રૂપજીને રાજકોટની ડો. વરીયાવાની હોસ્પિટલમાં એક અઠવાડીયું અને ચુનીલાલને જામનગરની ઈરવીન હોસ્પીટલમાં લગભગ એક માસ સુધી રહેવું પડયું.

આ કાવતરૂં વ્યવસ્થિત હતું, એ બતાવવા માટે એટલું બસ થઈ પડશે કે, શેઠ ખાતાનાં ખટારાઓનો આ ગુંડાઓને જામનગરથી લાવવા લઈ જવા માટે ઉપયોગ કરવામાં આવ્યો હતો.

ગુંડાઓ પોતાનું કામકાજ પતાવી "મહારાજા જામ સાહેબ" ની જય બોલાવતા ખટારામાં બેસી રવાના થયા.

પાછળથી સૌને જાણ થઈ કે, ગુંડાઓની આયાત વીશની નહિ, પણ સાઠ સીત્તેરની થઈ હતી. ગુંડાઓ પાસે એકલી લાઠીઓ

નહિ, પણ છરીઓ અને બંદુકો પણ હતી. જો પ્રજા અને ગુંડાઓ વચ્ચે ઝપાઝપી થઈ હોત તો, આ સાધનોનો ઉપયોગ ગુંડાઓ માટે અનિવાર્ય હતો, એ સ્પષ્ટ હતું. પણ, પ્રજા પૂરી અહિંસક રહી એટલે પ્રજા અને ગુંડાઓ વચ્ચેનું ભારે રમખાણ થતું અટકી ગયું. ગુંડાઓની સામે જો સામનો થયો હોત તો, રાજ્યનાં આ રક્ષીત ગુંડાઓની પીશાચ્ય લીલાનો ભોગ ભાણવાડની પ્રજાને ભારે ભયંકર રીતે થવું પડત. એમાં શંકાને જરાયે સ્થાન નથી.

સભામાં હાજર રહેલા પોલીસ અમલદારો આ સમયે એકા એક ગુમ થઈ ગયા. પ્રજાના કેટલાયે માણસોએ જઈ ને, આ પ્રસંગની તેઓને જાણ કરી. છતાં, કોઈએ પણ તેની કશી દરકાર કરી નહિ. આ ગુંડાઓ રાજ્યનાં કેટલી હદ સુધી રક્ષિત હતા અને કેવી વ્યવસ્થિત યોજના ઘડાયેલી હતી એ બતાવવા માટે આ પૂરતું છે.

આખી રાત પ્રજામાં ભયનું વાતાવરણ રહ્યું. છતાં પણ, પોલીસે પ્રજાને રક્ષણ આપવાને બદલે ઉલ્ટાનો વધુ ભય ફેલાવવામાં મદદ કરી, અને પ્રજાને ધમકીઓ આપવા લાગ્યા.

આ બનાવથી પ્રજામાં ભય ફેલાવાને બદલે વધુ જાગૃતિ આવી. ભાણવડ અને આખા રાજ્યમાં બે દિવસની સખ્ત હડતાળ પડી. સદરહુ બનાવને માટે તપાસ કરી

ગુન્હેગારોને યોગ્ય નશ્યતે પહોંચાડવાની માંગણી કરવા ડેપ્યુટેશન જામ સાહેબ પાસે ગયું. પ્રતિનિધી મંડળને સામેથી, જામ સાહેબે ઉધડું લીધું અને પ્રજાની સામે, 'સત્યાગ્રહ' કરી, પાણીનાં તમામ કુવાઓ ઉપર પોલીસ પહેરો મુકી, પાણી ભરવા સામે પ્રતિબંધ મુકવાની અને તમામ દવાખાનાઓ બંધ કરી, પ્રજાને મળતી દવા બંધ કરી દેવાની ધમકી આપી. જામ સાહેબે તેઓના આ કૃત્યને એક સત્યાગ્રહી પગલું ગણાવી, પોતે મહાત્મા ગાંધીજીના સાચા અનુયાયિ હોવાનો પ્રતિનિધિ મંડળ આગળ દાવો કર્યો. ગુંડાગીરીનાં આ બનાવ ઉપર કોઇપણ તપાસ નહિ થાય. એમ સાફ સાફ સંભળાવી દેવામાં આવ્યું.

પ્રજાને આ સજા હતી, કારણ કે, પ્રજા સડેલા કારોબારમાં સુધારો કરવા ઇચ્છતી હતી. પોતાના હિતાર્થે, કારોબારમાં સ્થાન મેળવવાની પ્રજા માંગણી કરી રહી હતી.

૫

## ભરવાડ પટેલ લાંબા

જે વખતે રાજકીય પ્રવૃત્તિની જામનાગરમાં શરૂઆત પણ નહોતી, એવે વખતે પણ, અમારા રાજ્યે ગુંડાગીરીનો એક અખતરો અજમાવેલો. મરહુમ મહારાજા જામ સાહેબ પ્રજામાં ધાક બેસારવા માટે, કાયદો અને બાંધા રણના નામે ખોટા કેસો ઉભા કરી જેલની સજા ફટકારતા. ત્યારે, અમારા વર્તમાન મહારાજાને એ માટે ઘણી સૂગ છે. તેઓ તો, પ્રજામાં કડપ બેસારવાને માટે ગુંડાગીરીને જ યોગ્ય અને વ્યાજબી માર્ગ ગણે છે.

ભરવાડ પટેલ લીંબો અમારા રાજ્યમાં ઘણું મહત્વનું સ્થાન ભોગવે છે. તેનો દરજ્જો નવાનગર રાજ્યની ભરવાડ કોમમાં 'જામ સાહેબ' જેટલો જ જામ સાહેબે કાયદેસર રીતે ગોઠવી દીધેલો. લીંબાને આખી ભરવાડ કોમની પટેલાઈ સુપ્રત કરવામાં આવેલી. આ સત્તાની રૂએ ભર-

વાડ લીંબો ભરવાડ કોમનો એક "છોટો શહેનશાહ" બની બેઠેલો.

લીંબાને આ સત્તા મળ્યા પછી, તેણે ભરવાડ કોમ ઉપર જે જુલ્મો ગુજાર્યા છે, તે કોઇનાં પણ દીલને કંપાવે તેવા છે! જામ સાહેબે લીંબાને આ સત્તા કયા સગપણે અને સંબંધે સુપ્રત કરી હતી, એ કાંઈ જાણવામાં નથી. પણ, એટલી વાત ખરી છે કે, લીંબો જામ સાહેબને ભરવાડ કોમ પાસેથી મોટી રકમની આવક કરી દેતો હતો.

લીંબાની સત્તા આજે એક વર્ષથી ઝુંટવી લેવામાં આવી છે. છતાં પણ, ભરવાડ કોમ અને ખાસ કરીને ભરવાડનો સ્ત્રી વર્ગ, લીંબાનું નામ પડતાં આજે પણ થરથરી ઉઠે છે.

રાજ્યના કાયદાથી આખી ભરવાડ કોમે, કોમની આંતરિક તેમજ સામાજીક બાબતોમાં લીંબાની સત્તાને માન્ય રાખવી પડતી, અને લીંબો આ સત્તાની રૂએ ગામેગામ તેના એજન્ટો રાખતો. આ એજન્ટોનો હુકમ ભરવાડોએ ફરજીયાત રીતે માન્ય રાખવો પડતો. આથી, ભરવાડ કોમની સ્થિતિ એક ગુલામ જેવી બની ગઈ, અને લીંબો એક મોટા માલિક જેવો બની બેઠો.

પછી તો લીંબાએ એટલી સત્તા જમાવી કે, ભરવાડ કોમનાં કુટુંબોની આંતરિક બાબતમાં પણ લીંબાની

ઇચ્છા પ્રમાણે થવા લાગ્યું. પોતાની રજા કે ઈચ્છા સિવાય, કોઈપણ છોકરીનાં સગપણ અને લગ્ન કરવા સામે લીંબાએ પ્રતિબંધ મૂકયો. વાલીઓની ઇચ્છા વિરૂદ્ધ જઈને પણ, ભરવાડ કોમની છોકરીઓનાં લગ્ન કરવાની સત્તા લીંબાએ હાથમાં લીધી. આમ આજ સુધીમાં લીંબાએ છોકરીઓનાં હીતા હીતનો વિચાર કર્યા વગર, મોટી રકમ નાણાં લઈને અનેક છોકરીઓને વેચી નાખી છે.

અને ત્યારપછી પણ, વેચાણ કામ આટલેથી અટકયું નહિ, પણ તેમાં વધુ ઉમેરો થયો. લીંબાએ પોતાની પૈસાની ભૂખ છીપાવવા માટે પરિણિત છોકરીઓનાં પણ સોદા શરૂ કર્યાં. એકથી બીજે અને બીજેથી ત્રીજે, એકની એક બૈરીઓને, લગ્નો તોડાવી નાખીને લીંબાએ વેચ્યાનાં અનેક દાખલાઓ છે.

લીંબાનાં ભયંકર કૃત્યોનો ઈતિહાસ આટલેથી અટકતો નથી. [illegible] તરફથી સુપ્રત થયેલી સત્તાના જોરે, લીંબાએ જે જીવતા નર્કને નીચે ઉતાર્યું હતું, તે નર્કનો ઈતિહાસ હજુ તો અધૂરો છે અને તેના ઈતિહાસનાં ખાનાઓનાં પાનાઓ ભરાય તો પણ, તે કાયમ અધૂરો જ રહેવાનો છે.

કેટલી [illegible] કંપાવનારી બીના છે! એક પરિણિત અને અપરિણિત અવસ્થામાં અને ખાસ કરીને લગ્ન પછીનાં તરતજનાં દિવસોમાં, ભરવાડ છોકરીઓએ લીંબા સાથે, અગર લીંબાનાં [illegible] માણસ સાથે, ફરજીઆત સંભોગ

કરવો પડે, એ કેટલું ભંયકર, ક્રૂર અને ઘાતકી કૃત્ય છે ?

શું માનવતા સાવ આથમી ગઈ છે ? શું ન્યાય અને નીતિને પછડાટ આપી, શેતાનની સત્તા સ્થાપિત બની છે ? કોઇ આ પ્રશ્ન કરે, તો હું જરૂર કહું કે, અલબત, નવાનગર રાજ્યમાં આજે એ પ્રમાણે બની રહ્યું છે. ન્યાય કે નીતિ નથી રહ્યાં, માનવતા નથી રહી, સત્ય પણ આથમી ગયું છે. બાકી રહી છે, કેવળ પશુતા.

કેટલો આઘાત પહોંચતો હશે માતા, પીતા અને સગાં સંબંધીઓને, પોતાની છોકરીને અનિચ્છાએ પર પુરૂષ સાથે આવો ગેરવર્તાવ કરતાં જોઇને ? કેટલું ખૂન તેની આંખમાં વરસતું હશે ? કેટલો આઘાત તેના હૃદયને લાગતો હશે ? આમ છતાં, ભરવાડ જેવી લડાયક કોમ લીંબા સામે એક આંગળી પણ ઉંચી નહોતી કરી શકતી. કારણ કે, તેની પાછળ રાજ્ય સત્તાનું જબરૂં પીઠબળ પડ્યું હતું.

આવા પીશાચી કામને અંગે અને પોતાની પશુતાને પોષવા માટે, લીંબા ભરવાડનો રાજ્યના કેટલાયે અધી-કારીઓ અને રાજકુટુંબોનાં સભ્યો ઉપયોગ કરતા. આ આખા વર્ગની વાસના તૃપ્તીનું સ્થાન ભરવાડ કોમ બની હતી.

લીંબો એક ગુંડા ટોળી પણ રાખતો. તેના હુકમોની અવગણના કરનાર કે તેની ઈચ્છા વિરૂદ્ધ જનાર તુરત જ

આ ટોળીનાં હુમલાનો ભોગ બનતા. આમ આ જાતની ગુંડાગીરીનાં જોરે, લીંબો તેની સત્તાને ટકાવી રાખતો.

લીંબાનાં ભરવાડ કોમનું આર્થીક શોષણ કરવાનાં અનેક કીમીયામાંનો એક કીમીયો મેળા ભરવાનો પણ હતો. આ કીમીયામાં તેના બે હેતુ સરતા. એક પૈસા એકઠા કરવાનો અને બીજો છોકરીયોનાં વેચાણ સંબંધેનો.

લીંબો અવારનવાર મેળા ભરતો. તેનાં ખર્ચનાં બાને મોટી રકમ નાણાં ભરવાડ કોમ પાસેથી તે ઉઘરાવતો. મેળા પાછળ જુજ રકમ ખેચીં મોટી રકમની તે બચત રાખતો.

અને આ મેળાનાં અંગે તેનું છોકરીઓનાં વેચાણનું કામ પણ ઘણું સહેલું બનતું, અને એક મેળામાં તે આવા કામો ઘણાં કરી શકતો.

એક સમયે, એક ભરવાડ કુટુંબ તેની જુવાન પરિણિત છોકરી મધી સાથે ધા નાંખતું, જામનગરના એક જાહેર કાર્યકર શ્રી લવણુપ્રસાદ પાસે આવ્યું. લવણુપ્રસાદે તેને આશ્રય આપ્યો. તેને લીંબાની ઝાળમાંથી બચાવવા માટે પરહદમાં ખસેડી. રાજકોટ મુકામે બિરાજતા જામસાહેબની પાસેથી ન્યાય મેળવવા માટે મુલાકાત માગી. પણ, જામસાહેબની મુલાકાત લેવાનાં તમામ પ્રયત્નો નિષ્ફળ નિવડયા.

બસ, લવણુપ્રસાદને લીંબાની ગુંડા ટોળીનો ભોગ બનવાને માટે આટલું પૂરતું હતું. વેપારી કામકાજને અંગે

લવણપ્રસાદ ૨૧મી સપ્ટે.'૩૮ના રોજ ધૂતારપુર ગામે ગયા. કામકાજને પતાવીને તેઓ બસ સ્ટેશને બસની રાહ જોતા બેઠા હતા. એવામાં, લાઠી ધારી માણસો આવીને ઓચિંતાનાં લવણપ્રસાદ ઉપર તૂટી પડયા. જેમ કપડાં ધુએ તેમ, લવણપ્રસાદને ધોઈ નાંખ્યા. સો ઉપરાંત લાઠીઓના ફટકા મારી લવણપ્રસાદને બેભાન બનાવ્યાં. માથું ફોડી નાખી લવણપ્રસાદને લોહીથી નવરાવી દીધા. હાથનાં આંગળાઓ તોડી નાખ્યા. પગની ધુંટી ભાંગી નાખી. વાંસામાં માર મારવામાં આવ્યો. બરડો ભાંગી નાખ્યો અને ખભાને સોજાવી દીધા. આમ લવણપ્રસાદને મારથી બેભાન બનાવી, વિજય પતાકા ફરકાવતી લીંબાની ટોળી ચાલી નીકળી.

સંખ્યાબંધ માણસો હાજર હતા, છતાં લવણપ્રસાદની વ્હારે ધાવાની કોઈની પણ હિંમત નહોતી. સહુ કોઈ જાણતાં કે, લવણપ્રસાદને "દોઢ જામસાહેબ" લીંબાના માણસો ટીપી રહ્યા છે. તેની વ્હારે જનારની કોઈની પણ ખેર રહે નહિ એવી સહુને ધાસ્તી હતી. આ બનાવથી આખા રાજ્યમાં ભયનું વાતાવરણ પેદા થયું. અને લીંબા વિરોધી માણસોમાં કાંઈક અંશે વધુ ડર ઉભો થયો.

જે વખતે લવણપ્રસાદને ટીપવામાં આવતો હતો એ વખતે, ગામમાં પોલીસ હતી, પસાયતા હતા. છતાં, આ બનાવ સંબંધે કોઈની ધરપકડ થઇ નહિ, કાંઈ પણ તપાસ હાથ લેવાઈ નહિ. ધૂતારપુરથી વાત આગળ વધીને ઠેઠ જામનગર સુધી પહોંચી, જામસાહેબે પણ જાણી. ત્યાર

પછી પણ, આ બનાવને અંગે કાંઈ તપાસ થઈ નહિ. ગુંડાઓને ઓળખાવવામાં આવવા છતાં, તેની ધરપકડ થઈ નહિ.

લવણપ્રસાદને ધૂતારપુરથી જામનગર અને જામનગરથી રાજકોટની વેસ્ટ હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યા. જ્યાં, તેઓને વીશેક દિવસ સુધી સારવાર માટે રહેવું પડયું.

## ૬

# કાળાવડ, ધુતારપુર, બાલંભા અને જોડિયા

બાબુવડની ગુંડાગીરી પછી પ્રજા દબાવાને બદલે વધુ જાગૃત બની. પરિષદ ભરવાનો લોકોનો નિર્ણય વધુ મજબુત બન્યો. આથી, રાજ્ય પણ પ્રજાને કચડી નાખવાને એટલું જ મક્કમ બન્યું.

પરિષદનો પ્રચાર પૂર જોશમાં ચાલતો હતો. ગ્રામ્યપ્રજાની જાગૃતિ અને પરિષદ તરફની ભાવના દિન પર દિન વધતા જતા હતા. રાજ્યને માટે આ ભારે મુંઝવણનો પ્રશ્ન હતો. અને એટલે જ, રાજ્યે ગામડાને પ્રથમ ગુંડાગીરી મારફત કચડી નાખવાનો નિર્ણય કર્યો.

જામનગરથી ગયેલા બે સ્વયંસેવકો શ્રી શંકરલાલ અને કનુભાઈ કાળાવડ તાલુકાના ગામડાઓમાં પરિષદના પ્રચારાર્થે ફરતા હતા. આ બે સ્વયંસેવકોને પોલીસ

ખાતાનાં અમલદાર જેવા લાગતા એક માણસે સીસાંની ગાંઠવાળી લાકડીથી એટલા સખ્ત માર્યા કે, આ બન્ને સ્વયંસેવકો બેભાન બની ગયા. બેભાન અવસ્થામાં પણ, બન્ને સ્વયંસેવકોને ખૂબ માર માર્યો, અને પછી બન્ને સ્વયંસેવકોને રસ્તાની નીચે ખાડામાં ફેંકી દીધા. ભાનમાં આવ્યા પછી પણ, ચાલવાની અશક્તીને અંગે, કલાકો સુધી એજ સ્થિતિમાં બન્ને સ્વયંસેવકોને પડ્યું રહેવું પડ્યું.

આ બનાવની બાજુના ગામડાનાં લોકોને જાણ થતાં ગાડામાં નાંખીને તેઓને ગામમાં લઈ જવામાં આવ્યા.

કાળાવાડની મુખ્ય છાવણીએ ખબર આપવામાં આવ્યા અને લોકોએ વિરોધ દર્શાવવા માટે સખ્ત હડતાલ પાડી. દિવાન સાહેબે જ્યારે ઉપરોક્ત બનાવની તપાસ કરી, ગુન્હેગારને નશ્યતે પહોંચાડવાની ખાત્રી આપી, ત્યારે જ હડતાલ ખુલ્લી. છેવટે, રાજ્યે પોતાનું વચન પાળ્યું નહિ, અને કોઈ જાતની તપાસ કરી નહિ.

પંચકોશી તાલુકા નીચે ધૂતારપુર કરીને ગામ છે. આ ગામે જ લીંબા ભરવાડના ગુંડાઓએ શ્રી લવણપ્રસાદને મરણતોલ માર માર્યો હતો. પંચકોશી તાલુકામાં આ ગામ અને તેની આસપાસના બીજા ગામડાઓ વધુ જાગૃત છે. ખાન કોટડાના પટેલ મુલજી અને ધૂતારપુરનાં શ્રી અમરશી મુલજી તેના મુખ્ય આગેવાનો છે.

શ્રી મુલજી પટેલને એક વખત ધૂતારપર ગામે પોલીસ ખાતાનાં અમલદારનું તેડું થયું. મુલજીભાઇ ધૂતારપુર ગામના દરબારી ઉતારે ગયા. જેવા ગયા કે તુરત જ, પોલીસ પસાયતાઓ નેતરની સોટીથી તેમની ઉપર તૂટી પડયા. એટલી હદ સુધી મુળજીભાઈને ફટકારવામાં આવ્યા કે, તેઓ ચાલવાને પણ અશક્ત બની ગયા. સાથળ અને કુલા સોજી ગયા અને લોહી ઉદી આવ્યું. ખભા અને વાંસામાં મોટા સોલ ઉઠી આવ્યા. હાથના મસલ સોજી જવાને અંગે હાથ પણ સીધા થવા અશક્ય થઈ પડયા. જતાં જતાં પસાયતા ભીમજીએ મુલજીભાઈ સામે છરી કાઢી વધુ ચેતવણી આપો કે, હજી પણ જો તે પરિપદનું કામ કરશે તો, તેમના ઉપર છરી ચલાવવામાં આવશે.

ઉતારામાંથી બહાર નીકળ્યા કે તુરત જ, મુલજીભાઈ બેભાન થઇ નીચે પડી ગયા. અમરશીભાઇ અને બીજા માણસો દોડી આવ્યા. અમરશીભાઈને દેખીને જ પસાયતાનું લોહી ઉકળી ઉઠયું, અને હાથમાંની છરી લઇ તે સીધો અમરશીભાઈ ઉપર ધસ્યો. જેવી છરી અમરશી ભાઈના પેટમાં મારવા ગયો તેવામાં બીજા માણસોએ પસાયતાનો હાથ પકડી રાખ્યો, છરી તથા પેટ વચ્ચે કેવળ હાથ વેંતનું જ અંતર રહ્યું અને સદ્‌ભાગ્યે અમરશીભાઇ બચી ગયા.

પસાયતા ભીમજીનો અમરશીભાઇ ઉપરનો આ ત્રીજો ખૂની હુમલો હતો. અમરશીભાઈ તેમની

દુકાન ઉપર ગ્રામ્ય પ્રજામંડળનું બોર્ડ રાખતા અને પ્રજામંડળની પ્રવૃત્તિ વ્યવસ્થિત રીતે ચલાવતા. એક વખત તો ઉપરોક્ત પસાયતો અમરશીભાઇની દુકાન ઉપર ધસી આવીને, બોર્ડ ઉતારી નાખવાની ચેતવણી આપી ગયેલો. આમ છતાં પણ, નિડર અમરશીભાઇએ એ ધમકીનો બીલકુલ અવગણના કરેલી. આથી, પસાયતાને અમરશીભાઇ ઉપર દિન પ્રતિ દિન ઝેર વધતું ગયેલું. છેવટે, તેને પુરા કરી નાખવાનો પ્રયત્ન કર્યો, જે નિષ્ફળ નિવડયો.

મુળજીભાઇ અને અમરશીભાઇ પરના ખૂની આક્રમણનાં બનાવથી પોલીસ કમીશ્નરને માહિતગાર કરવામાં આવ્યા. કમીશ્નરે ઉપરોક્ત પસાયતાની બદલી કરી નાખી. પણ, એથી વિશેષ કશાં પગલાં ભરવામાં ન આવ્યા.

થોડા દિવસ વિત્યા હશે, ત્યાં એજ પસાયતાએ ફરી ધૂતારપુરમાં દેખા દીધાં. એજ ધમકી અને એજ ફરી, માતેલાની જેમ ફરી પાછો બીમજી ધૂતારપુરની બજારોમાં ફરવા લાગ્યો. પોલીસ કમીશ્નરને ફરી જાણ કરવામાં આવી. કમીશ્નરને ભારે અજાયબી થઇ, કારણ કે તેમણે ફરી તેને એ જગ્યાએ બદલી કરવાનો હુકમ નહોતો કર્યો. તપાસ ચાલી અને આખરે ખરી વાત બહાર આવવા પામી. ખુદ મહારાજા જામસાહેબનાં સીધા હુકમથી બીમજી કમીશ્નરનાં હુકમની અવગણના કરીને, ફરી ધૂતારાપરમાં પ્રજાકીય પ્રવૃત્તિને કચડી નાખવાનું બીડું

ઝડપીને આવ્યો હતો. ખુદ પોલીસ કમીશ્નરે આ વસ્તુનો એકરાર કર્યો. હોસ્પીટલમાં એકાદ અઠવાડિયું સારવાર ભોગવ્યા પછી, મુળજીભાઈ ચાલવાની અને કામ કરવાની શકિતમાં આવ્યા. પણ ધૃતારપુરમાં પસાયતાની એક ધારી ગુંડાગીરીને કારણે, તેમને અને અમરશીભાઈને જવું એ ભારે જોખમ ભરેલું હતું. જામનગરમાં એક મહિના સુધી રહીને, પોલીસ કમીશ્નર અને જામ સાહેબ પાસે રક્ષણ મેળવવા તેમણે માંગણી કરી.

અને સદરહુ પસાયતા ઉપર ખૂનની કોશિષનો આરોપ મૂકી ન્યાયની અદાલતમાં મુકદમો માંડવામાં આવ્યો. તહેસીલદાર ભીમજીની ગેરહાજરીમાં પહેલી સુનાવણી નીકળી. ત્યારપછી, આ મુકદમાની એક પણ સુનાવણી નીકળી નથી. કે તેનું અંતિમ પરિણામ શું આવ્યું એ પણ, કશું જાણવા મળ્યું નથી. તહેસીલદારના જામીન પણ લેવામાં આવ્યા નહિ, કે તેને રાજ્યની નોકરીમાંથી "સસ્પેન્ડ" પણ કરવામાં આવ્યો નહિ.

એક મહિના સુધી, રક્ષણને માટે અરજીયો ઉપર અરજીયો કરવા છતાં, કોઈના તરફથી પણ કશો જવાબ મળ્યો નહિ. ત્યારે, આખરે જામ સાહેબને એક છેવટનો પત્ર લખીને અમરશીભાઈએ પરિષદ ઓફિસમાં આમરણાંત ઉપવાસ આદર્યો.

આ ઉપવાસથી શહેરમાં અને બ્હારની દુનિયામાં ભારે ખળભળાટ મચ્યો. પ્રજાનું રક્ષણ કરવાને બંધાયેલ રાજ્ય, આમ એક પ્રેજાજનને રક્ષણ આપવામાં આનાકાની કરતું જોઇને, બ્હારની દુનિયા નવાનગર રાજ્ય ઉપર તિરસ્કાર વરસાવવા લાગ્યું. બદનામી નહિ વહોરવાનું અમારા રાજ્યને ડહાપણ સુજ્યું, અને અમરશીભાઈને રક્ષણ આપવાનું વચન આપવામાં આવ્યું. અમરશીભાઈએ ઉપવાસ છોડયા અને ધુતારપુર ગયા. એજ પસાયતો અને એજ છરી, અમરશીભાઈ સામે આવીને ઉભો રહ્યો. "પરિષદનું કાંઈ પણ કામ કર્યું છે તો, આ છરીનો ભોગ થવું પડશે." એવી ધમકી આપી ચાલતો થયો.

અમારા રાજવીના રક્ષણની કીંમત કેટલી આંકવી?

ધ્રુતારપુર પછી વારો આવ્યો આલંભા ગામનો. જોડિયા તાલુકામાં એ આવેલું છે અને મહાલનું તે મુખ્ય શહેર છે. ધુતારપુરના જેટલું જ તે જાગૃત ગામ છે.

મહાલનો ખેડુત વર્ગ મોટે ભાગે કડિયા જ્ઞાતિનો છે. આ કોમમાં ઘણું સારુ સંગઠન છે. જ્ઞાતિ તરફથી કડિયા સેવા સમાજ નામની એક સંસ્થા ચલાવવામાં આવે છે, અને તે દ્વારા કોમની સામાજીક, આર્થિક તેમજ નૈતિક ઉન્નતિ સાધવાના પ્રયત્નો કરવામાં આવે છે. જ્ઞાતિના અવારનવાર સંમેલનો ભરવામાં પણ આવે

છે, અને મંડળ તરફથી બાલંભા ગામમાં એક વાંચનાલય તથા પુસ્તકાલય પણ ચલાવવામાં આવે છે, અને તે દ્વારા જ્ઞાતિમાં જ્ઞાન વધારો કરવાનાં પ્રયત્નો થાય છે. આ મંડળનાં મુખ્ય સંચાલકો બાલંભાના કડિયા યુવક આગેવાનો છે, અને તેઓના આ પ્રયત્નને પરિણામે, તેઓ જ્ઞાતિનું સંગઠન સાધવા ઉપરાંત, જ્ઞાતિમાંથી ઘણી સામાજીક બદીઓ પણ દુર કરી શક્યાં છે.

સંગઠીત અને જાગૃત છતાં, રાજ્યની આર્થીક ચૂસણ નીતિનો ભોગ બનેલી દુઃખી કડિયા ખેડુત કોમે, પોતાના ઉદ્ધારાર્થે પ્રજા મંડળની પ્રવૃત્તિને તાત્કાલિક ઉપાડી લીધી, અને સારીયે કોમ પ્રજા મંડળના નેજા નીચે એકત્ર થવા લાગી.

રાજ્યને માટે આ ભારે ચીંતાનો વિષય બન્યો. બીજી બાજુથી સાધારણ માણસો અને સાધારણ ઉપાયોથી ખેડુત વર્ગ દબાય તેમ પણ નહોતું. અને એથી જ, બાલંભાને કચડી નાખવાનું બીડું ખુદ રેવન્યુ કમીશ્નર ધનજીભાઈએ ઝડપ્યું.

આ પછી, ધનજીભાઈએ બાલંભાના કાર્યકરો પર જે અમાનુષિ જુલ્મો ગુજાર્યાં છે, તે શેતાનને પણ શરમાવે તેવા છે!

ધનજીભાઈ રસાલા સાથે એક વખત બાલંભામાં મુકામ કરે છે. પ્રજામંડળના કાર્યકરોને એક પછી એક

બોલાવવા હુકમો કરે છે. બે મુખ્ય આગેવાનો શ્રી રણ-છોડ પાંચા અને કેશવજી ડાહ્યાને ધનજીભાઈના હુકમથી હાજર કરવામાં આવે છે. દેખતાંની સાથે જ, ધનજીભાઈ ગાળોનો વરસાદ વરસાવે છે. નેતરની સોટીયોથી ફટકર-વામાં આવે છે. દાંસા અને પાટુઓથી પણ ગુંદવામાં આવે છે.

ધનજીભાઈની આ લીલા આટલેથી અટકતી નથી. બન્ને કાર્યકરોને તેના પાઘડીથી સખ્ત રીતે બાંધવામાં આવે છે, અને પછી અદ્ધર ખીંટી ઉપર લટકાવવામાં આવે છે. અર્ધો કલાક પછી દ્વાર ખોલી જોવામાં આવે છે તો, લટકાવેલો કેશવજી બેભાન બન્યો છે. સખત રીતે બાંધવાને પરિણામે, તેના હાથનાં ગોટલાં ઝુલી ગયાં હતાં, મગજ પણ અસ્થિર બની ગયું હતું.

આ વિધે ઉપરોક્ત કાર્યકરોનાં નિવેદનો, જે પ્રજા પરિષદની પત્રિકા નં. ૧૨ માં પ્રગટ થયા છે, તેનો સાર ભાગ અહિં આપું છું. જે દમનની ક્રુરતાનો ખ્યાલ આપશે.

**શ્રી રણછોડ પાંચાના નિવેદનમાંથી:**

"પસાયતા અલીયાસ મને દરબાર ગઢમાં બોલાવે છે કહી તેડી ગયો. ત્યાં ૧૫૦–૨૦૦ ખેડુતો સાથે શ્રી નવલ-સિંહજીભાઈ (મામલતદાર) ઉભા હતા. તેમણે મને કહ્યું "ચળવળ કરી બધા માણસોને ઉશ્કેરો છો?" પછી, પુંજાભાઇ મને દરબારગઢનાં ઉપરના ભાગમાં કેશવજી સાથે

તેડી ગયા. ઉપર ઢોલીયો પાથર્યો હતો અને તેની ઉપર અંધુક પડી હતી. અમે ઉપર ગયા કે તરત જ ધનજી ભાઈએ અમને ભુંડા બોલી ગાળો દેવા માંડી. તેમણે પસાયતાને કહ્યું કે "સાલાની પાઘડી ઉતારો અને બાંધો." પસાયતાએ મારી પાઘડી ઉતારી અને અમોને તે વડે પાછોટીયે બાંધ્યા, અને અમોને પસાયતે નેતરની સોટીનાં ઘા માર્યા. ધનજીભાઇને મેં કહ્યું કે "આ ઠીક નથી થતું." ત્યાં પસાયતાએ મારા કાન ઉપર એક લાફો માર્યો. પછી કેશવજીને ઢીકાં ધુંબા મારી અરધો કલાક પાછોટીઆ બાંધેલ પાઘડીથી ખીંટીએ અદ્ધર ટીંગાડી રાખ્યો.....ફોર્મ મંગાવી "સહી કરી દે નહિ તો તારા ઘરને સળગાવી દઇશ" એમ કહ્યું."

## શ્રી કેશવજીભાઇના નિવેદનમાંથી:

"મને પસાયતો બોલાવવા આવ્યો. રણછોડ પાંચાને સાથે લીધા અને અમોને દરબાર ગઢમાં લઇ ગયા. ત્યાં શ્રીનવલસિંહજીભાઇ અને પુંજાભાઇએ અમને કહ્યું કે "ચળવળ કરી માણસોને ઉશ્કેરો છો? ચાલો ઉપર ધનજી-ભાઈ તમારી ખબર લેશે." એમ કહી ઉપર લઇ ગયા. ત્યાં ધનજીભાઈ ભુંડા બોલી ગાળો દેવા માંડ્યા. પસાયતાને હુકમ કર્યો કે રણછોડની પાઘડી ઉતારીને બન્નેને બાંધો. એટલે અમો બન્નેને પાછોટીએ બાંધ્યા. અમને અંદર લઇ મને નેતરની લાકડીથી ઘા માર્યા, અને અમને ખીંટી ઉપર જમીનથી અધ્ધર ટાંગ્યા. "હમણાં વાહર ખાઓ એટલે તમારી સાન ઠેકાણે આવશે."એમ કહીને તેઓ બધા

બારણાં બંધ કરી બ્હાર ગયા. મને સખ્ત રીતે પાછોટીએ રેશમી પાઘડીથી સજ્જડ બાંધેલ હોવાથી નસો ખેંચાવા લાગી, અને મગજમાં ચકકર આવવા લાગ્યા, અને તમ્મર આવી ગઈ. ...પછી ધમકી આપી કે "ચળવળમાં ભાગ લેશો તો, તમારા ઘર જલાવી દઈશ." પછી ફોર્મ મંગાવી ને સહીઓ લીધી."

આ ઉપરાંત બાલંભાના એક ત્રીજા કાર્યકર શ્રી મોહન ખેંગારને પણ ધનજીભાઇએ છોડયો નહિ. તેની આપવીતી પણ અહિં તેના જ શબ્દોમાં આપું છું.

**શ્રી મોહન ખેંગારના નિવેદનમાંથી:**

"તા. ૨૮-૨-૩૯ના રોજ બાજરાનું ગાડું વેચવા જોડિયા ગયો હતો. ત્યાં રેવન્યુ ખાતાનો સીપાઈ આવ્યો ને મને મારૂં નામ પૂછયું, અને મામલતદાર સાહેબ પાસે દરબારગઢમાં તેડી ગયો. કામદારે મને કીધું કે સાહેબનો હુકમ છે માટે તને જપ્તીમાં લઉં છું. સીપાઈને મારી સાથે મોકલ્યો. બાજરો દલાલે વેચીને નાણાં દરબારગઢમાં ભરી દીધાં, અને મને બેસાડી મૂકયો. મારૂં ગાડું પણ દરબારગઢમાં રખાવ્યું. સાંજ સુધી દરબારગઢમાં પહેરામાં રાખ્યો, ખાવાને ટાંણે મારા પૈસાથી મેં નાસ્તો કર્યો. સાંજે ધનજીભાઇ સાહેબની મોટર પાસે લઇ ગયા. ત્યાં તેમણે મને ગાળો દઇને કહ્યું કે "તું જામનગર કેમ ગયો હતો? ચળવળ કરીશ તો મારી નાખીશ, હદ બ્હાર કરી મુકીશ." બીજે દિવસે

ખટારામાં પુંજાભાઈ બાલંભાથી આવ્યા. મારી પાસે માફી મંગાવી ને ગાડી બળદ સોંપવા કહ્યું. મહાલકારીએ જામીન લઈ ઘેર જવાની રજા આપી. મારા ઘર ઉપર કડી ચડાવી છે."

બાલંભા પછી જોડીયા ઝપાટે ચડયું. બાલંભામાં રેવન્યુ ખાતાંયે પોત પ્રકાશ્યું હતું, અહિં પોલીસ ખાતાંએ હાથ બતાવ્યો. તુલશી પટેલ નામના એક ખેડુત આગેવાનને સાંજનાં સમયે "ફોજદાર બોલાવે છે" એમ કહીને પોલીસો દરબારગઢમાં તેડી ગયા. તુલશી પટેલને દેખીને તુરત જ, ફોજદાર સાહેબ તાડુકી ઉઠયા અને તુલશીને ટીપવાનો પોલીસોને હુકમ કર્યો. લાકડી, ઠોંસા અને પાટુ, નિર્દય રીતે, રાક્ષસોની જેમ તુલશીને ત્રણ ચાર પોલીસો મારવા મંડી પડયા. તુલશી ચીસે ચીસ પાડવા મંડયો. દરબારગઢ આગળ ગામ લોક એકઠું થયું. લોકો એકઠા થવાને પરિણામે, તુલશી કાળનાં મુખમાં જતો બચી ગયો. છતાં અર્ધ મુઓ તો તે બની જ ચૂકયો હતો. મરણ તોલ માર પડવાને લીધે તે ચાલવાને તદ્દન અશકત બની ગયો હતો. શરીર આખું સજ્જડ બની ગયું હતું.

બીજે દિવસે સવારના તુલશીને જામનગરની હોસ્પીટલમાં લઈ જવામાં આવ્યો, જ્યાં તેને ઘણાં દિવસ સુધી હોસ્પીટલમાં સારવાર માટે રહેવું પડયું.

તુલશી પટેલને માર પડવાથી, જોડીયાનાં ખેડુત વર્ગમાં ભારે ખળભળાટ મચ્યો, અસંતોષમાં અનેક ગણો

ઉમેરો થયો. ખેડુતો પોલીસ કમીશ્નરને બંગલે ફરિયાદે ગયા. ત્રણ દિવસ સુધી ધક્કા ખાધા, કોઈએ દાદ આપી નહિ. દિવાન સાહેબ પાસે ગયા, ત્યાં પણ પૂરી દાદ મળી નહિ. ફરી પોલીસ કમીશ્નર પાસે ગયા. ત્યાં, "તપાસ કરી યોગ્ય કરીશું" એવો જવાબ વાળી ખેડુતોને સંતોષવા પ્રયત્ન કર્યો. પણ તપાસ કરવી હતી જ કોને ?

# "સમાધાન" ના પ્રત્યાઘાતો

આમ ગુંડાગીરીનાં બનાવો ઉપરા ઉપરી બન્યે જતા હતા. પ્રજાનો જુસ્સો ઘટવાને બદલે દિન પ્રતિ દિન વધતો જતો હતો. એવામાં, પ્રજાને હૃદય ભાંગી નાખે તેવા એક દુઃખદ સમાચાર સાંભળવાને મળ્યા. એ સમાચારો હતા પરિષદ મુલતવી રહ્યાનાં.

પરિષદના આગેવાનોનું રાજ્યની સાથેનું સમાધાન એ ગુંડાગીરીનું એક આડકતરૂં ઉત્તેજન બનેલ હોઈ તેની વિગતો અહિં આપવી જરૂરી છે.

પરિષદના વરાયેલા પ્રમુખ શેઠ શ્રી વિઠલદાસ દામો-દર ગોવિંદજી, સ્વાગત પ્રમુખ શ્રી વીરચંદ પાનાચંદ શાહ, ખજાનચી શેઠ શ્રી મગનલાલ જગજીવન તથા સ્વાગત મંત્રી શ્રી ગોકલદાસ હીરજી ઠક્કરે, પ્રજા સમસ્ત વતી, મહારાજા જામસાહેબ સાથે સમાધાન કરી, પરિષદને બે માસ સુધી લંબાવી. બે માસ સુધી પરિષદને લંબા-વવાનાં સ્વીકારના બદલામાં, મહારાજા જામસાહેબે એવી

શરતો સ્વીકારી કે, પ્રજાની અને ખાસ કરીને ખેડુતોની ફરિયાદો સાંભળવા માટે એક કમીટી નીમવી, અને પછી કમીટીની ભલામણો મુજબ, પ્રજાને રાહત આપવાનું રાજ્ય ઘટતું કરે. આ કમીટીમાં ત્રણ પ્રજાપરિષદના અને ત્રણ બીન અધીકારી અને તટસ્થ પ્રતિનિધિઓ બેસે, અને પ્રમુખ તરીકે મે. દિવાન સાહેબ રહે. પ્રજામંડળનો મહારાજા જામસાહેબ સ્વીકાર કરે. ત્રીજી શરત મુજબ રાજ્ય મ્યુનિસિપાલીટીને પ્રજાકીય બનાવવાની જાહેરાત કરે, અને તેનું બંધારણ ઘડવા માટે રાજ્ય અને પ્રજા સાથે મળીને એક કમીટી નીમે. (પરિશિષ્ટ નં. ૨)

આ જાતના સમાધાન થયા પછી, સ્વાગત સમિતિની કાર્યવાહક સમિતિએ ઉપરોકત સમાધાનને મંજુર રાખી, પરિષદને બે માસ સુધી લંબાવવાની જાહેરાત કરી.

પરિષદની તારીખો લંબાવવાથી લોકોમાં ભારે અસંતોષ ઉભો થયો, અને રાજકીય જુસ્સામાં પણ ભારે પ્રત્યાઘાત આવ્યો. બુધ્ધિશાળી વર્ગે તો ધોરણસરનો એવો વિરોધ પણ ઉઠાવ્યો કે, સ્વાગત સમિતિ પ્રજા સમસ્તનું પ્રતિનિધિત્વ ધરાવતી નહિ હોઈને, પ્રજા સમસ્ત વતી આવું સમાધાન કરવાનો તેને કશો અધિકાર નથી. સ્વાગત સમિતિનું કામ કેવળ, પરિષદ ભરવાનું જ છે.

ખરી વસ્તુસ્થિતિ લોકો પાસે મુકવામાં આવી નહોતી, એટલે આવો વિરોધ ઉઠે એ સ્વાભાવિક હતું.

ખરૂં કારણ આ હતું: રાજકોટની બીજી લડત શરૂ થઈ ચૂકી હતી. એટલે બીજા સ્થળોની પ્રવૃત્તિને મર્યાદિત બનાવી રાજકોટને કેંદ્ર બનાવવાની સરદારશ્રી વલ્લભભાઈની સૂચના હતી. સરદારની આ સૂચનાનો લાભ અમારા રાજવીએ લીધો. મહારાજા જામ સાહેબે સરદાર વલ્લભભાઈને કહેણ મોકલ્યું કે, તેઓએ ખેડુતોને થોડી રાહત આપી છે અને હજી પણ ખેડૂતો ઉપરાંત બીજી પ્રજાને તેઓ રાહત આપવા ઇચ્છે છે. એથી તેઓએ સરદાર પાસે એવી માંગણી કરી કે, પોતે એપ્રીલ માસમાં નરેન્દ્ર મંડળનાં ચાન્સેલર પદેથી રાજીનામું આપી દેનાર હોઈ, ત્યાંસુધી, એટલે કે બે માસ સુધી, પરિષદને લંબાવવાની જામનગરના કાર્યકરોને તેઓ ભલામણ કરે.

આથી સરદારે કાર્યકરોને એવી ભલામણ કરી કે, જો કાંઈ રાહત મળતી હોય તો, પરિષદને લંબાવી, રાજકોટ ઉપર વધુ કેંદ્રિત થવું.

સરદારની આ સૂચનાને આધારે આગેવાનોએ ઉપરોક્ત જાતનું સમાધાન કર્યું. સરદાર વલ્લભભાઈની સૂચનાને આધારે પરિષદ મુલ્તવી રાખવાનું લોકોને જણાવવામાં આવ્યું હોત તો, પાછળથી લોકોમાં જે અસંતોષ અને પ્રત્યાઘાત ઉભા થયા, તે ઉભા થવા પામત નહિ. "જામસાહેબની ઇચ્છાને માન આપીને, બે માસ સુધી પરિષદ લંબાવવામાં આવે છે." સમિતિના આ શબ્દો સામે

લોકોને વિશ્વાસ બેઠો નહિ, લોકોને પરિષદ મુલ્તવી રાખવાનાં આ કારણો સંતોષી શકયાં નહિ.

જામસાહેબના માન અને ઈચ્છા? શું પ્રજા પરિષદની પ્રવૃત્તિ તેઓની ઇચ્છા પ્રમાણે જ ચલાવવી છે? લોકોમાં આવા અનેક જાતના પ્રશ્નો ચર્ચાવા લાગ્યા.

પ્રજાને રાજ્યની શુભનિષ્ઠા માટે ઘણી શંકાઓ હતી, જરાયે વિશ્વાસ નહોતો. વિશ્વાસ રાખી શકાય તેવી સ્થિતિ રાજ્યે રહેવા દીધી જ ન હતી. એટલે, સમિતિના આ પગલાંથી લોકોનાં હૃદય ભાંગી પડ્યાં. પરિષદના દિવસો જેમ જેમ નજીક આવતા હતા, તેમ તેમ લોકોનો ઉત્સાહ અને જુસ્સો વધતાં જતાં હતાં. ત્યાં સમિતિની આ જાતની જાહેરાતથી લોકોના ઉત્સાહમાં એક સામટો પ્રત્યાઘાત આવ્યો અને આગેવાનો સામે એક જાતનો અવિશ્વાસ પેદા થયો.

લોકોમાં આમ પ્રત્યાઘાત આવ્યો હતો. બીજી બાજુથી રાજકોટની બીજી લડત પણ શરૂ થઈ ચૂકી હતી. યુવાન કાર્યકરો રાજકોટના સંગ્રામમાં જઈ રહ્યા હતા.

આનો લાભ લઈને, પ્રજાની શુભનિષ્ઠાની શંકાને ખરી પાડતી, સમાધાનના કરાર પર સહીઓ થયા પછી, સાત આઠ જ દિવસે, એક જાહેરાત રાજ્ય તરફથી બહાર પડી. આ જાહેરાતને આધારે પ્રજામંડળનો રાજ્યે સ્વીકાર પાછો

ખેંચી લીધો, અને સમાધાનની શરતોને નેવે ચડાવી દેવામાં આવી.

રાજ્યને ગામડાંની જાગૃતિ સૌથી વિશેષ ખૂંચતી હતી. ગ્રામ્ય પ્રજાને પ્રજામંડળથી અલગ પાડવાને રાજ્ય ઉપર તળે થતું હતું. પરિણામે ગામડામાં ગુંડાગીરીનાં પૂર ફરી વળ્યાં.

પરિષદ મુલતવી રહેવાને અંગે આવેલો પ્રત્યાઘાત, અને રાજકોટની બીજી લડત--રાજ્યને માટે દમનના નિરધારને અમલી સ્વરૂપ આપવા આ અવસર સુંદર હતો.

ખેડુતો પાસેથી રાજ્યે વફાદારીનાં પત્રકો ઉપર સહીઓ લેવાનું શરૂ કર્યું. આ પત્રકમાં સહી કરીને પ્રજા મંડળ અને પ્રજા પરિષદની પ્રવૃત્તિને અનિચ્છનીય ગણાવી, તેની પ્રવૃત્તિમાં ભવિષ્યમાં ભાગ નહિ લેવાની કબુલાત દેવા ઉપરાંત, મહારાજા જામસાહેબ તરફ સંપૂર્ણ વફાદારી દર્શાવવાની હતી. આ એક જ જાતના ફોર્મ ઉપર બધાની સહીઓ લેવામાં આવતી.

ખેડુતને અમારા રાજ્યમાં ગુલામની બીજી વ્યાખ્યા તરીકે ગણવામાં આવે છે, અને ગુલામને તો નજીવા પ્રસંગમાં પણ ગાળો દેવાથી માંડીને માર મારવા સુધીની સજા પણ સ્વાભાવિક હોય છે. માણસ જાતમાં તેની ગણતરી સત્તાધારી વર્ગ તો ભાગ્યે જ કરતો હોય છે. ખેડુતોને ગાળો દેવી, ધમકીઓ દેવી, અંગુઠાં પકડાવવા,

નેતરની સોટીયો ફટકારવી, એ નાનાથી તે મોટા અમલદારોનું અમારા રાજ્યમાં રોજીંદુ કામ થઈ પડયું છે.

સ્વાભાવિક થઈ પડેલી ગુંડાગીરીને વફાદારી પત્રકો ઉપર સહીઓ લેવા માટે વધુ રાક્ષસી સ્વરૂપ આપવામાં આવ્યું. જેમ લોહી તરસ્યા વરૂઓને છોડી મુકવામાં આવે તેમ, આખા અમલદારી વર્ગને ખેડુતો ઉપર છુટો મુકી દેવામાં આવ્યો. ટુંક સમયમાં જ, આ જાહેર ગુંડાગીરીએ ખેડુત વર્ગને તોબાં તોબાં પોકરાવી દીધો.

# ૨૦ મી એપ્રીલ

આમ છતાં, લોકોનો પરિષદ ભરવાનો નિર્ણય અણનમ હતો. મહાત્મા ગાંધીજીના ઉપવાસને પરિણામે, રાજકોટની બીજી લડતનો અંત આવ્યો હતો. આ પછી પ્રજાના અણનમ નિરધારનાં બળે, પરિષદના મોવડીયોએ ફરી વખત, પરિષદની તારીખ ૧, ૨ મે મુકરર કરી. પરિષદની તારીખો જેમ જેમ નજીક આવતી ગઇ, તેમ તેમ ફરી પાછી લોકોમાં જાગૃતિ અને જુસ્સો વધતા ગયા.

બીજી બાજુથી, પરિષદને નિષ્ફળ બનાવવાને માટે રાજ્ય પણ એટલું જ તૈયાર હતું. લોકોના વધતા જતા રાજકીય જુસ્સાને ફરી વખત જાહેર ગુંડાગીરીથી કચડી નાખવાને તે કટીબધ થયું. પરિણામે, જામનગરે અને જગતે ગુંડાગીરીના પ્રકારમાં અજોડ એવી તા. ૨૦મી એપ્રીલની ગુંડાગીરી નીહાળી.

૨૦ મી એપ્રીલની જાહેર ગુંડાગીરી! સારાયે હિંદુસ્તાનમાં આ પ્રસંગે ભારે ખળભળાટ મચાવ્યો. માનવતાને ઓળખનારા કોઇપણ માણસે, નવાનગર રાજ્ય સામે ધિક્કાર અને ફિટકાર વરસાવ્યો. ભ્રમણા સેવતા કેટલાયનીયે આ પ્રસંગે ભ્રમણા ભાંગી નાખી. ખરા નગ્ન સ્વરૂપમાં જામનગર રાજ્ય બહાર આવ્યું.

૨૦ મી એપ્રીલની ગુંડાગીરી! મહારાજા જામ સાહેબ શ્રી દિગ્વીજય સિંહજીના રાજ અમલના ઇતિહાસનું એ એક કાળું પ્રકરણ છે. નવાનગર રાજ્યની ભાવી આઝાદ પ્રજા, જ્યારે આ પ્રકરણ વાંચશે ત્યારે, મધ્યયુગી રજવાડાશાહીનાં પ્રતિક સમા, અમારા આ રાજવી તરફ કેવી "મીઠાશ" અને "માનભરી" દ્રષ્ટિથી જોશે! આ એક જ પ્રકરણ હિંદની ભાવી આઝાદ પ્રજાને, વીશમી સદીમાં ચાલતા મધ્યયુગી રજવાડાશાહી અને પીંઢારા રાજનો ખ્યાલ આપવાને માટે પૂરતાં થઇ પડશે!

Divide and rule—ભાગલા પાડો અને રાજ કરો—ની આ શાહીવાદી નીતિ અમારા રાજ્યે કયારનીયે શરૂ કરી દીધી હતી. ગરાશિયા, મુસ્લીમ, ચારણ વગેરે કોમોના નામે રાજ્યાશ્રિત ગણ્યાં ગાંઠયા માણસોએ પરિષદ સામે, બળાપો કાઢવો શરૂ કરી દીધો હતો. જ્યારે, આ બળાપો તદ્દન નિષ્ફળ નિવડયો, "પરિષદ ઝીન્દાબાદ"નો સુર જ્યારે પ્રજામાંથી જરાયે હળવો થયો નહિ, ત્યારે આ રાજ્યાશ્રિતોનો ઉપયોગ ગુંડાગીરીમાં કરવાનું રાજ્ય ચૂકયું નહિ.

રસાલા ખાતામાં નોકરી કરતા કેટલાક ગરાશિયાઓ તથા કેટલાક મુસ્લીમો, બંદર અને રોડ ખાતામાં નોકરી કરતા કેટલાક વાઘેરો અને હરિજનોએ પરિષદ સામે વિરોધ પોકારવા માટે ૨૦મી એપ્રીલની સવારના નવ વાગ્યે, એક જાહેર સરઘસ ગોઠવ્યું.

સવારના નવ વાગે છે. બે એક હજાર માણસો હાથમાં લાકડીયો અને તલવારો લઈને એકઠા થાય છે. સરઘસ ગોઠવાય છે. રાજ્યના કેટલાક મુખ્યાધીકારીઓ અને બીજા આશ્રિતો આ સરઘસની ખુલ્લી રીતે ગોઠવણી કરે છે. કોઇ ન ઓળખી શકે એટલા માટે, પાઘડી અને બીજા પોશાકમાં ફેરફારો કરવાની સૂચના આપે છે. આગળ બેંડ અને ઢોલ બજાવતું, "જામ સાહેબની જય" અને "પરિષદ મુર્દાબાદ"નાં પોકારો કરતું સરઘસ ખંભાળીયાના નાકાથી આગળ વધે છે.

સરઘસની શરૂઆત તોફાનથી થાય છે! સરઘસ એક ડગલું આગળ વધે છે, સરઘસના માણસો દોડા દોડી કરી મુકે છે, હાકારો બોલે છે, ઢોલ જોરથી ટીપાય છે, ગુંડાઓને વધુ શૂર ચડે છે, અને પછી ધોળી ટોપીઓની ઝુંટાઝુંટની રમઝટ બોલે છે. હોટેલો અને દુકાનોમાં ગુંડાઓ ઘુસે છે. દુકાનદારો અને ગ્રાહકોના માથાં પરથી ધોળી ટોપીઓ ઝુંટવી લાવે છે. રાહદારી સામે મળે છે, ધોળી ટોપી દેખે છે, અને સમળીની ઝડપે ગુંડાના હાથમાં તે જઈ પડે છે. ટોપીઓને

ફાડવાની, ઉડાડવાની અને બાળવાની વિધિ પતાવીને, સરઘસ હવાઇ ચોક છોડી આગળ વધે છે.

બેંડ અને ઢોલનાં અવાજો વચ્ચે, હોકારા અને દેકારા બોલાવતું, લાકડીઓ પછાડતું, "પરિષદ મુર્દાબાદ"નાં સુરો પોકારતું, સરઘસ જેમ જેમ આગળ વધતું ગયું, તેમ તેમ લોકોમાં વધુ અને વધુ ત્રાસ ફેલાવતું ગયું.

ટોપી માત્ર દેખે છે, અને ગુંડાઓની આંખમાં ઝેર વરસે છે. રંગ અને જાતના ભેદભાવો છોડીને, ગુંડાઓ છુટથી ટોપીઓ ઝુંટવવા, ઉડાડવા અને બાળવા માંડયા.

રસ્તામાં રમતાં અને નિશાળે જતાં છોકરાઓની ટોપીઓ પણ ઝુંટવવી શરૂ થઈ. છોકરાઓએ ભયના માર્યા દોડાદોડ કરી મૂકી. ગુંડાઓ પાછળ દોડયા. પાછળ આવતાં ગુંડાઓને દેખીને છોકરાઓ વધુ બુમે બુમ પાડવા માંડયાં, જાણે હમણાં જ, ત્યાં ને ત્યાં જ, ફાટી પડશે ! રડતાં રડતાં અને દોડતાં કેટલાયે છોકરાઓ પડયાં, આખડયાં અને ઘવાયાં. છતાં, ગુંડાઓ જરા યે અચકાયા નહિ, અને કોઇ ગુંડો ટોપી ઝુંટવ્યા વગર પાછો ફર્યો નહિ.

ગુંડાઓ હાઇસ્કુલમાં પેઠા. ચાલતા વર્ગોમાં જઇને પણ વિદ્યાર્થીઓની ટોપીઓ ઝુંટવી. જાગૃત વિદ્યાર્થીઓના હૃદયમાં આ રીતે ભય ફેલાવી વિદ્યાર્થી વર્ગને કચડી નાખવાનો એક વ્યવસ્થિત અખતરો અજમાવાયો.

## સરઘસનું કાર્યક્ષેત્ર વધુ વિશાળ બને છે.

થોકબંધ ગુંડાઓ દુકાનોમાં ઘુસે છે, ટોપીઓ ઝુંટવે, લુંટફાટ ચલાવે છે, કાચ તોડી નાંખે છે, માલ બહાર ફી દે છે, અને રસ્તા વચ્ચે તેની હોળી કરે છે.

આમ લુંટફાટ અને તોડફોડનું કામ કરતું, ત્રાસ ગાવતું સરઘસ વિલિંગ્ડન ક્રેસંટમાં આવે છે.

અહિં સરઘસે વધુ રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું. ૧૯ જેઠાભાઈ શામળજીની દુકાન પાસે ઉભેલા એક ભાઈ મિનલાલ દવેની ટોપી ઝુંટવી, લાકડીઓનાં ફટકા મારી ને પછાડી દેવામાં આવ્યો. ચત્રભુજ ઘડીયાળીની દુકાનમાં ધું સરઘસ ઘુસી ગયું. અંદર બેઠેલા માણસોની ટોપીઓ ંટવી લેવામાં આવી, અને એક માણસ નારણજી નરસોરામને ટકા અને ગોંટીઆ ભરવા ઉપરાંત, મુક્કા અને લાકડીઓ ારી તેને બેભાન બનાવ્યો. દુકાનનાં કબાટનાં કાચ તોડી ખવામાં આવ્યા અને મોટી રકમની બે કિંમતી ઘડી-ળો ઉપાડી જવામાં આવી.

ચોકમાં ઉભેલા અને ચોકની દુકાનોમાં બેઠેલા મામ માણસોની ટોપીઓ ઝુંટવી લેવામાં આવી અને રાબર ચોક વચ્ચે તેની હોળી કરવામાં આવી.

દરબારગઢ, કે જ્યાં દિવાન સાહેબ, રેવન્યુ કમીશ્નર, ોલીસ કમીશ્નર, મીલીટરી સેક્રેટરી, જ્યુડીશીયલ સેક્રેટરી ગેરેની ઓફીસો છે, ત્યાં આગળ થઈને સરઘસ પસાર યું.

રસ્તામાં ઉભેલા એક ગાડીવાળા ભાઈ મુળચંદ મગનલાલને માથામાં લાઠીનાં ફટકાઓ મારી લોહીલોહાણ કરી તેને નીચે પછાડી દેવામાં આવ્યો.

સરઘસ જેમ જેમ આગળ ધપતું જતું હતું, તેમ તેમ, સરઘસ માંહેનાં માણસો વધુ અને વધુ વિકરાળ બનતા જતા હતા, વધુ અને વધુ ઉશ્કેરાતા જતા હતા. આખા રસ્તામાં ટોપીઓ ઝુંટવતું, લાકડીઓ પછાડતું, હૈકારા અને હોકારા બોલાવતું સરઘસ જ્યારે કાપડ મારકીટમાં આવી પહોંચ્યું, ત્યારે તેનો ઉશ્કેરાટ અસભ્યતાની પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો.

કાપડ મારકીટમાં પહોંચતાની સાથે જ, સરઘસે લુંટફાટ શરૂ કરી. કેટલાયે ગુંડાઓ કાપડની દુકાનોમાં ઘસી ગયા. કાપડનાં તાકાઓનાં તાકાઓ દુકાન બહાર ફેંકી દીધા. કબાટનાં કાચ તોડી નાખ્યા. દુકાનોની અંદર બેઠેલા માણસોની ટોપીઓ ઝુંટવી લીધી, અને પછી તાકાઓ અને ટોપીઓની હોળી સળગાવી.

ઓતમચંદ સુંદરજીની દુકાનમાંથી કાપડનાં તાકાઓ ઉઠાવતાં, તેના બે માણસો હઠીશીંગ અને મોહનલાલે રોકતાં, તેમને ધક્કા મારી દુકાનની બહાર પછાડી દેવામાં આવ્યા અને લાઠીઓનાં ફટકા વતી તેઓને ઘાયલ કરવામાં આવ્યા.

આમ ભારે ઉશ્કેરાટ વચ્ચે "જાસગાહેબની જય" અને "પરિષદ મુર્દાબાદ"નાં સુત્રો પોકારતું, તોફાન મચાવતું,

ટોપીયો ઝુંટવતું અને બાળતું સરઘસ શાક મારકીટ પાસે આવી પહોંચ્યું.

અહિં ચીમનલાલ ગાંઠીયાવાળાની દુકાન લુંટી. બધો માલ બહાર રસ્તા ઉપર ફેંકી દેવામાં આવ્યો. બોર્ડ તોડી નાખવામાં આવ્યું. ટોપી ઝુંટવી લેવામાં આવી. ઘરાકો ભયનાં માર્યા દુકાનોમાં ઘુસી ગયા.

આમ તોફાન મચાવતું સરઘસ આગળ ચાલ્યું.

પરિષદ ઓફીસ સામે જ દેખાતી હતી !

પરિષદ ઓફીસ દેખીને જ, ગુંડાઓની આંખમાં ઝેર વરસવા માંડ્યું. ઉશ્કેરાટમાં અનેક ગણો વધારો થયો. "પરિષદ મુર્દાબાદ"નાં સુત્રોથી સરઘસ ગાજવા લાગ્યું. ઢોલ જોરથી ટીપાવા માંડ્યો. લાકડીયોનાં પછડાટમાં વધારો થયો. સરઘસની ગતિ જરા ઝડપી બની, અને સરઘસ પરિષદ ઓફીસે આવી પહોંચ્યું.

પરિષદ ઓફીસે સરઘસનું પહોંચવું અને કન્યાશાળાનું છુટવું; બન્ને ક્રિયા એકી સાથે થતાં, વિદ્યાર્થીનીઓની સ્થિતિ ભારે કફોડી બની.

ભયનાં માર્યા કન્યાઓ જોરે ચીસ પાડવા માંડી. આમથી તેમ દોડાદોડ થઈ રહી. એક બાજુથી ગુંડાઓના હોકારા, અને બીજી બાજુથી ભયભીત કન્યાઓની ભયની ચીસો; વાતાવરણ ભારે ભયાનક બન્યું.

કન્યાઓ જેમ જેમ ફફડતી હતી, તેમ તેમ ગુંડાઓનો દેકારો વધતો જતો હતો. જાણે કેમ, કન્યાઓના ફફડાટથી તેની વૈરવૃત્તિ પોષાતી હોય! જાણે કેમ, તેમાં તેને લીજ્જત આવતી હોય! જાણે કેમ, તેના દીલમાં શેતાને વાસો કર્યો હોય તેમ, મોટી ઉંમરની કન્યાઓની છેડતી કરવાનું પણ કોઈ કોઈ ગુંડાઓ ચુક્યા નહિ.

સરઘસનું પરિષદ ઓફીસે આવી પહોંચવું, અને શહેરમાં હાજર રહેલા લીંબડીના ઠાકોર સાહેબનું આવવું; બન્ને સાથે સાથે થયું. લીંબડી ઠાકોર સાહેબે મોટર થંભાવી, સરઘસનાં બે માણસો તેઓની પાસે ગયા, પાંચેક મીનીટ ગુફતેગો ચાલી, મોટર ઉપડી, અને ઓફીસ આગળ સરઘસે ચોકારો લેવો શરૂ કર્યો. ઢોલ જોરથી ટીપાવા માંડયો, સરઘસના માણસોએ ખરેખર ગાંડાતુર બની નાચ શરૂ કર્યો. મોટા અવાજે સુત્રો પોકારાવા લાગ્યા.

એક ઈસારો! અને ગુંડાઓ પરિષદના મંત્રી શ્રી. ગોકળદાસની દુકાન ઉપર તુટી પડયા. બારણાં તોડી નાખ્યા. સ્લેટો તોડી નાખી. પેન્સીલો ભાંગી નાખી. ચોપડીઓ ફાડી નાખી. કાચને તોડી નાખ્યા. કેટલોયે માલ બ્હાર ફેંકી દીધો. દુકાનનાં બોર્ડને લાઠી મારી નીચે પછાડયું.

બીજો ઇસારો! અને ગુંડાઓ પરિષદ ઓફીસ ઉપર દોડયા. ઓફીસનું બારણું રોકીને ઉભેલા એક ભાઇ

વસા કેશવલાલ દેવચંદને માથામાં અને પડખામાં લાકડીઓ મારીને નીચે પછાડ્યા. રસ્તા વચ્ચે ઢસરડ્યા. ફરી ટીપ્યા. ધોતીયું કાઢી નાખી નગ્ન કર્યા. ધોતીયાનાં ટુકડા કરી નાખી રસ્તા વચ્ચે બાળી નાખ્યું. તેના સોનાનાં ચાર બટન ઉઠાવી જવામાં આવ્યા. લોહી લોહાણ અને બેભાન અવસ્થામાં ભાઈ કેશવલાલને રસ્તા વચ્ચે ફેંકી દેવામાં આવ્યા.

ગુંડાઓ પરિષદ ઓફીસ ઉપર ચઢી ગયા. અંદર બેઠેલાઓની ટોપીઓ ઝુંટવી લીધી. બારણાનાં કાચ તોડી નાખ્યા, પ્રજામંડળ અને પરિષદનાં બોર્ડ તોડીને નીચે પછાડવામાં આવ્યા.

યુવક સંઘના મંત્રી શ્રી. કેશવલાલ કુંડલીયા તથા ભાઈ નવલશંકરની સાયકલોને લાકડીઓ મારી ભાંગી નાખવામાં આવી અને એક નવી સાયકલને ઉઠાવી જવામાં આવી.

આમ ભાંગતોડનું કામકાજ પતાવી લીધા પછી, પ્રજામંડળ, પરિષદ અને શ્રી ગોકળદાસની દુકાનનાં બોર્ડની રસ્તા વચ્ચે પહેલેથી સાથે રાખેલું પેટ્રોલ છાંટીને હોળી કરવામાં આવી.

હોળી સળગવાની સાથે જ, વળી પાછો ગુંડાઓનો હૈકારો અને હોકારો શરૂ થયાં. "પરિષદ મુર્દાબાદ"ના પોકારો ઉંચા હાથ કરી કરીને લલકારાવા માંડયાં. ઘડી

શાંત પડેલો ઢોલ ફરી વધુ જોરે ટીપાવા લાગ્યો. હોળીની આસપાસ ભયંકર નાચ શરૂ થયો.

પરિષદને મૃતઃપ્રાય કરી દફનાવવા જેટલો આત્મ સંતોષ મેળવી, હર્ષાનંદના પોકારો વચ્ચે સરઘસ બેડીના નાકા તરફ આગળ ધપ્યું. ત્યાં, પરિષદના ખજાનચી શ્રી મગનલાલ શેઠ સામે મળતાં તેમની ટોપી ઝુંટવી લઈ બાળી નાખવામાં આવી.

સરઘસ બેડીના નાકા બહાર ગયું. જ્યાં મેદાનમાં, રાજ્યમાં મહત્વનો હોદ્દો ધરાવનાર એક અમલદારે સરઘસમાંના હરિજનોને છ, છ, આના રોજ ચૂકવ્યું.

ઘવાયેલા કેશવલાલ અને મુળચંદને સારવાર માટે હાસ્પીટલમાં ખસેડવામાં આવ્યા. જ્યાં, તેઓને પંદરેક દિવસ સુધી રહેવું પડ્યું.

આમ ભયંકર રીતે લુંટ ચલાવતું, ત્રાસ ફેલાવતું, પ્રજાના જાન માલને જોખમમાં મૂકતું સરઘસ બે કલાક સુધી શહેરમાં ફર્યું. છતાં, કોઈએ તેને રોકયું નહિ, કોઈએ તેને વાર્યું નહિ, પોલીસના એક પણ માણસે કે અમલદારે આ બે કલાકો દરમ્યાન ધ્યાન દીધું નહિ.

રાજ્યના મુખ્ય ખાતાઓની, અરે, દિવાન સાહેબ, પોલીસ કમીશ્નર અને મીલીટરી સેક્રેટરીની ઓફીસો પાસેથી ગુંડાગીરી મચાવતું આ સરઘસ પસાર થાય છે, અને નિર્ભય રીતે તે તેની ગુંડાગીરી આગળ ધપાવે છે, છતાં કોઈ વડો અમલદાર મોં પણ બતાવતો નથી.

શહેરમાં ગુંડાગીરી પૂર જોશમાં ચાલતી હતી. કેટલાયે માણસો દિવાન સાહેબ પાસે પહોંચ્યા. દરબારગઢ પાસે જ, ગુંડાની લાઠીથી ઘવાયેલા મુળચંદને તેઓની પાસે રજુ કરવામાં આવ્યો. દિવાન સાહેબ પાસે રક્ષણની માંગણી કરવામાં આવી. દિવાન સાહેબે પોલીસને સરઘસ વિગેરે નાખી શહેરમાં સખ્ત પોલીસ પહેરો મૂકવા હુકમ કર્યો, પણ પોલીસે દિવાન સાહેબના હુકમની પણ અવગણના કરી.

ગુંડાઓ નિર્ભય રીતે આગળ ધપતા હતા, અને તોફાન મચાવતા હતા. લોકો વધુ અને વધુ ભયભીત બનતા હતા. દિવાન સાહેબ પાસે લોકોના હરોડા પડતા હતા. દિવાન સાહેબ અસ્વસ્થ બન્યા. પોલીસને ફરી હુકમ કર્યો. પોલીસે ફરી અવગણના કરી.

ગુંડાગીરી ઝડપે આગળ વધતી હતી. લોકોનું જુથ્થ દિવાન ઓફીસે વધતું જતું હતું.

"સાહેબ, આપ જાતે પધારો અને ગુંડાગીરીને કાબુમાં લ્યો." શ્રી મોહનલાલ કુંડલીયાએ દિવાન સાહેબને વિનંતી કરી. દીવાન સાહેબ ઉઠ્યા. પરિષદના એક કાર્યકર શ્રી ખુશાલચંદને સાથે લઈને મોટરમાં બેસી દિવાન સાહેબ બનાવના સ્થળ તરફ રવાના થયા.

શાક માર્કીટ પાસે એક રાજ્યાશ્રિત શ્રીમંત મુસ્લીમ વેપારી સામે મળ્યા. મોટર થંભાવી દિવાન સાહેબે ગુંડા-

ગીરી સંબંધમાં તેને કેટલીક પૂછપરછ કરી. દિવાન સાહેબને સામેથી જવાબ મળ્યો, "હા, અમારે પરિષદ નથી જોઈતી માટે આ કરાવ્યું છે."

દિવાન સાહેબ આ જવાબ સાંભળી ભારે આશ્ચર્ય પામ્યાં. મોઢામાં આંગળી નાખી ગયા. છતાં, તેઓ આ રાજ્યાશ્રિત મુસ્લીમ વેપારી સામે એક આંગળી પણ ઉંચી કરી શકયા નહિ. પરિષદ ઓફીસ પાસેથી રવાના થઇ દિવાન સાહેબ આગળ વધે છે, ત્યાં તેમને સરઘસ વિખેરાય ગયાના સમાચારો મળ્યા.

આ વ્યવસ્થિત ગુંડાગીરીને હિંદુ મુસ્લીમ અથડામણનું સ્વરૂપ આપવા, ના. જામસાહેબના પર્સનલ સેક્રેટરી મી. આયરે, કાયદાની દ્રષ્ટિએ જેને ખોટી સહી કરવાનો ભયંકર ગુન્હો ગણવામાં આવે, તેવું એક કૃત્ય કર્યું. દિવાન સાહેબ મેરવાનજી શેઠના નામે તેમણે વર્તમાન પત્રો જોગ એક તારનો સંદેશો મોકલાવ્યો, અને તેમાં જણાવ્યું કે, કેટલાક ગરાસીઆઓ, મુસ્લીમો, હરિજનો વગેરે સરઘસ કાઢીને નીકળ્યા હતા. તેમની હિન્દુઓ સાથે અથડામણ થવા પામી છે. પોલીસ તપાસ ચલાવી રહી છે અને મામલો કાબુમાં છે.*

---

* દિવાન સાહેબને નામે પ્રગટ થએલો એ તાર નીચે પ્રમાણે છે:

"આજે સવારે મોટી સંખ્યામાં મુસ્લીમો અને કેટલાક ગરાસીઆનું બનેલ સરઘસ શહેરમાંથી પસાર થતું હતું. તે વખતે, લગભગ ¾ જેટલું અંતર કાપ્યા બાદ હિન્દુઓ અને સરઘસવાળા વચ્ચે મારામારી થવા પામી હતી.

પાછળથી જ્યારે પ્રજા સેવકોએ દિવાન સાહેબની આ સંબંધમાં મુલાકાત લીધી, ત્યારે આ હકીકત બહાર આવી. દિવાનસાહેબે આવો કોઈ પણ તાર છાપાંને કર્યાનો સાફ ઈન્કાર કર્યો. તપાસને અંતે માલુમ પડ્યું કે, એ તાર ના. જામસાહેબના પર્સનલ સેક્રેટરી મી. આચરે જ લોકોને અવળા પાટા બાંધવા કર્યો હતો.

ગુંડાગીરીના આ બનાવથી સારાયે શહેરમાં ભારે સનસનાટી ફેલાઈ ગઈ. ગામમાં ભયનું વાતાવરણ પેદા થયું. પ્રજાના જાન માલની બીનસલામતી દેખાવા માંડી. પ્રજાએ સખ્ત હડતાળ પાડી.

સાંજના ચાર વાગે શહેરના આગેવાન વેપારીઓ, વકીલો તથા બીજા વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતા શખ્સોની

---

"મારામારી દરમ્યાન, ત્રણ હિંદુઓ અને એક મુસ્લીમને સ્હેજ ઇજા થઈ હતી. સમાચાર મળતાં પોલીસ તરત જ તે સ્થળે પહોંચી ગઇ હતી. સરઘસ અને ટોળાંને વિખેરી નાખ્યું હતું.

"તોફાનનાં કારણો વિષે રાજ્ય તરફથી સંપૂર્ણ તપાસ થઇ રહી છે. હાલ બન્ને પક્ષો એક બીજા ઉપર આક્ષેપો કરી રહ્યા છે.

"હિંદુઓ એવો દાવો કરે છે કે, સરઘસવાળાઓએ ઉશ્કેરણી વિના તેમની ઉપર હુમલો કર્યો હતો. જ્યારે, સરઘસવાળા કહે છે કે, તેઓ શાંતિપૂર્વક પસાર થતા હતા તે વખતે, તેમને ગાળો દેવામાં આવી હતી અને તેમની સામે હથીયાર વાપરવામાં આવ્યા હતા.

"સંપૂર્ણ તપાસ થયા બાદ, આ બનાવનાં કારણો રજુ કરતું એક નિવેદન બહાર પાડવામાં આવશે અને ગુન્હેગારોને સજા થશે."

એક સભા પાઠશાળામાં ઉપરોકત બનાવ પર વિચારણા ચલાવવા મળી.

આ સભામાં શું નિર્ણય થાય છે એ જાણવા માટે હજારોની સંખ્યામાં પાઠશાળા આગળ લોકો એકઠા થયા. વાતાવરણ ભારે ઉશ્કેરાયેલું હતું. પાઠશાળા ચોકાર ભરાઈ ગઈ હતી. ગુંડાગીરીનો ભોગ બનનારા અને જાતે જોનારાઓ જ્યારે પોતાનો અનુભવ કહેતા, ત્યારે સભાનું વાતાવરણ વધારે ગરમ બનતું. લોકો વધુ અને વધુ ઉશ્કેરાતા જતા. અહિં નબળો નિર્ણય કામ લાગે તેમ હતો નહિ. લોકોના ભારે ઉત્સાહ અને "ઈન્કિલાબ ઝીન્દાબાદ"ના પોકારો વચ્ચે રાજ્ય જ્યાં સુધી પ્રજાના જાનમાલની સલામતીની ખાતરી આપે નહિ અને ખરા ગુન્હેગારોને શોધી નસ્યતે પહોંચાડે નહિ ત્યાંસુધી હડતાળ ખોલવી નહિ, એવો નિર્ણય કરી સભા વિસર્જન પામી.

પરિસ્થિતિ કટોકટી ભરી બની હતી. પ્રજા ખૂબ મક્કમ હતી. રાજ્ય પણ એટલું જ મક્કમ હતું. આ સ્થિતિમાં હડતાળ કેટલો સમય ખેંચાય તેની કોઈને ખબર નહોતી.

હડતાળ દરમ્યાન, ગરિબ પ્રજાને કોઈ જાતની મુશ્કેલી નડે નહિ એટલા માટે, મહાજન સમિતિના આશ્રય નીચે એક દુકાન ખોલવામાં આવી. પડતર ભાવે આ દુકાનોમાં માલ આપવામાં આવતો. ઉત્સાહી યુવાનો અને

વેપારીઓ આ કામને અંગે પોતાની મફત સેવા આપતા, અને પોતાની દુકાનોમાંથી મહાજન સમિતિની દુકાનને વટાવનો મોહ છોડીને માલ પણ પૂરો પાડતા. આમ હડતાલ ખેંચાવા લાગી.

પ્રજાનો ઉપરોકત નિર્ણય જણાવવા માટે, વેપારી-ઓનું પ્રતિનિધિ મંડળ મહારાજા જામ સાહેબ પાસે ગયું. મહારાજા જામ સાહેબે તેઓના સ્વભાવ પ્રમાણે પ્રતિનિધિ મંડળને સામેથી ઉધડું લીધું.

"તમે સરઘસ કાઢી શકો, પણ બીજા ન કાઢી શકે કેમ ?"

આ શબ્દો કોઈ બિનજવાબદાર અમલદાર કે સાધારણ માણસનાં ઉચ્ચારેલા નથી ! આ શબ્દો કોઈ પોલીસ ફોજદાર કે સુપ્રીન્ટેન્ડન્ટનાં પણ ઉચ્ચારેલા નથી ! આ શબ્દો ખુદ રાજ્ય ધણી, ખુદ મહારાજા જામ સાહેબ શ્રી. દિગ્વીજયસીંહજીનાં છે. પ્રજાના જાન માલ પર તાંડવનૃત્ય ખેલતા ગુંડાઓનાં બચાવમાં કરવામાં આવતી આ દલીલ કંડી કરતાથી છલોછલ ભરાયેલી હતી.

આ દલીલો કેટલી અઘટિત, અન્યાયિ અને બેહુદિ હતી ?

સરઘસ કાઢવાનો બધાને અધિકાર છે, એ સહુ કોઈ સ્વીકારે. પરિષદ સામે વિરોધ જાહેર કરવા અને તે સામે લોકમત કેળવવા માટે, શાંત સરઘસ કાઢવાનો પણ, કોઈ પણ પ્રજાજનનો જન્મસિધ્ધ અધિકાર છે. આ

અધિકારની આડે કોઇપણ આવી શકે નહિ, શહેરી સ્વાતંત્ર્યનાં આ સાચા નિયમો છે.

પણ, આમ કાયદો હાથમાં લઇને મન ફાવે તે રીતે, પ્રજાના જાન માલને નુકશાન પહોંચાડવાનો કોઈને અધિકાર હોઇ શકે ખરો? એ વખતે રાજ્યની ફરજ શું હોઇ શકે?

આમ જાહેર નિરંકુશ ગુંડાગીરી અને શહેરી સ્વાતંત્ર્ય વચ્ચેનો તફાવત મહારાજા જામસાહેબ ન સમજતા હોય, એ પળવાર પણ માની શકાય તેમ નથી.

પ્રજા એમ માનતી હતી અને આજે પણ માને છે કે, રાજ્યના જ ઉત્તેજનથી ઉપરોકત ગુંડાગીરી યોજાઇ હતી. અને એટલે જ, પ્રજાનો નિશ્ચય હતો કે, હડતાલથી રાજ્યને એક વખત પ્રજાબળનો સાચો પારચય કરાવવો, કે જેથી રાજ્ય ફરી વખત આવી ગુંડાગીરી યોજતાં વિચાર કરે. આ જ ખ્યાલે પ્રજાએ હડતાલનો આશ્રય લીધો હતો. પ્રજાએ કદી પણ નહોતું માન્યુ કે, ગુંડાગીરીમાં ભાગ લેનાર અને તેની દોરવણી કરનારાઓ સામે પગલાં લઇ, રાજ્ય પ્રજાને ન્યાય આપશે. ન્યાય શબ્દ માત્રને જામનગર રાજ્યમાંથી દેશવટો મળી ગયો છે, એ પ્રજા સારી રીતે જાણતી હતી.

પરિણામે, હડતાળ જેમ જેમ ખેંચાવા લાગી, તેમ તેમ પ્રજાની મકકમતા ઘટવાને બદલે વધવા લાગી.

રાજ્યે એક દાવ ફેંકયો. એક કાંકરે બે પક્ષીઓ મારવાનો પ્રયત્ન કર્યો. રાજ્યે સરઘસ બંધી ફરમાવી પ્રજાના સાચા રક્ષક હોવાનો દંભ કર્યો.

પ્રજા આથી ભરમાણી નહિ. પ્રજામંડળના સરઘસો અટકાવવાનો રાજ્યનો આમાં ઉદ્દેશ હતો, એ પ્રજાને સમજતાં જરાયે વાર લાગી નહિ. તા. ૧, ૨ મે એટલે કે દશ જ દિવસ પછી, મળનારી પ્રજા પરિષદના પ્રમુખનાં સ્વાગત સરઘસ સામે ખરી રીતે, આ આડકતરો મુકાયેલો પ્રતિબંધ હતો. પ્રજાએ આ હુકમ સામે વિરોધ પોકાર્યો.

હડતાળ જેમ જેમ લંબાતી હતી, તેમ તેમ રાજ્યની મુંઝવણ વધતી હતી. બ્હારની દુનિયામાં તેની ભારે વગોવણી થતી, અને તેથી, ઉપરછલો જળવાય રહેલો મોભો ખંડિત થતો હતો.

જ્યારે પ્રજામાં, જેમ જેમ હડતાળ લંબાતી હતી, તેમ તેમ બળ અને સંગઠ્ઠન વધતાં હતાં. બ્હારની પ્રજાનો વધુ ને વધુ સાથ અને સહકાર મળવા માંડયો હતો.

રાજ્યને નમ્યા વગર છુટકો નહોતો. આખરે નવ દિવસની સખ્ત હડતાળ પછી, રાજ્યે ગેઝેટનો એક વધારો બ્હાર પાડી પ્રજાની માંગણીઓ સ્વીકારી, અને હડતાળનો વિજયી અંત આવ્યો. ( પરિશિષ્ટ નાં. ૩ )

## વચન ! બોલેલું પાળવું !

આ આથે જામનગર રાજ્યને શું લાગે વળગે ? પ્રજાને અપાયેલી ખાત્રી એક વખત પણ પળાયેલી હોવાનો દાખલો સુદ્ધાં પણ જડે તેમ નથી.

રાજ્યે આ કિસ્સામાં પણ એમ જ કર્યું, અને રાજ્યનું વચન કેવળ કાગળ ઉપર જ પડી રહેવા પામ્યું.

ગુંડાગીરીના ઉપરોક્ત બનાવથી, ન્યુ દિલ્હી ખાતે ના. વાયસરોયને જામનગરની પ્રજા સમસ્ત વતી નીચેનો તાર કરીને તેઓને માહિતગાર કરવામાં આવ્યા. અને તેઓ નામદારને વચ્ચે પડીને રક્ષણ આપવા વિનંતી કરવામાં આવી.

આ તારની નકલો મહાત્મા ગાંધી, અખીલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદના પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરૂ, હિંદી રાષ્ટ્રીય મહાસભાના એ વખતનાં પ્રમુખ શ્રી. સુભાષચંદ્ર બોઝ, મુંબઈ ઇલાકાનાં કોંગ્રેસ વડા પ્રધાન શ્રી. બાળગંગાધર ખેર, ગુજરાત પ્રાંતિક સમિતિનાં પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ અને રાજકોટ, પશ્ચિમ હિંદ દેશી રાજ્યોની એજન્સીનાં રેસીડેન્ટ સી. ગીબ્સનને મોકલવામાં આવી.

**તારની આખી નકલ નીચે પ્રમાણે છે.**

"Organised procession of some Garasias, Muslims, Harijans, infantry lancers without uniform under auspicies of Anjuman-e-Islam,

passed through main roads looting shops, beating and seriously injuring public indiscriminately this morning. Passing by Police-Commissioner's Office and Darbargadh where, state offices including Diwan, Millitary and Judicial Secretarie's offices situate and also where is a police thana.

"Hooligans were tossing and burning, specially white caps of the public and proceeding further passed by Girls' High School, where Limbadi Thakore Saheb was personally seen at the head of the procession in car, and is reported to instigate hooligans saying "Maro" "Looto" particularly pointing at praja parishad office, whereupon hooligans unseated and burned all parishad boards together with white caps by kerosene or petrol, which they possessed.

"Procession terminated somewhere near state lancers headquarters. Public completely horror-stricken, see no safety of life and property, as state observes silence, notwithstanding daylight robbery and hooliganism. Pray kindly intervene and help."

"અંજુમને-ઈસ્લામના આશ્રય તળે કેટલાક ગરાસીઆ, મુસલમાનો, હરિજનો અને પોશાક વિનાના પાયદળ લશ્કરના ભાલાધારીઓ (લાન્સર્સ)ના બનેલા એક

યોજના પુર્વકનાં સરઘસો, આજે સવારે મૂખ્ય રસ્તાઓ ઉપરથી પસાર થઈ વિના ભેદભાવે દુકાનો લુંટી, જાહેર પ્રજાના માણસોને માર્યા અને ગંભીર ઇજાઓ પહોંચાડી. સરઘસ પોલીસ કમીશ્નરની કચેરી અને દરબારગઢ, કે જ્યાં દિવાન, મીલીટરી સેક્રેટરી અને જ્યુડીશીઅલ સેક્રેટરીની ઓફીસ છે, ત્યાંથી પસાર થયું હતું. આ સ્થળે પોલીસ ચોકી પણ છે. ગુંડાઓ પ્રજાજનોની ટોપીઓ અને ખાસ કરીને સફેદ ટોપીઓ ઝુંટવી ને ઉછાળતા અને બાળતા આગળ વધતાં ગર્લ્સ હાઈસ્કુલ (કન્યાશાળા) પાસેથી પસાર થયા, જ્યાં લીંબડીના ઠાકોર સાહેબ જાતે સરઘસના મોખરે મોટરમાં નજરે પડયા હતા. તેમણે ગુંડાઓને એવી ઉશ્કેરણી કરી કહેવાય છે કે, "મારો," "લુંટો", ખાસ કરીને તેમણે પરિષદની ઓફીસ સામે આંગળી ચીંધી જે ઉપરથી, ગુંડાઓએ પરિષદના તમામ પાટીઆં નીચે તોડી પાડી બાળી નાખ્યા. સાથો સાથ સફેદ ટોપીઓની પણ હોળી કરવામાં આવી. ગુંડાઓએ સાથે રાખેલા ગ્યાસલેટ અને પેટ્રોલ વડે આ આગ લગાવી.

"રાજ્યના લશ્કરના ભાલાધારીઓ (લાન્સર્સ)ના મુખ્ય મથક (હેડક્વોર્ટર્સ) નજીકની જગ્યાએ સરઘસ વીખેરાયું. પ્રજામાં સંપૂર્ણ ત્રાસ ફેલાયો છે. લોકોને જાન માલનું રક્ષણ દેખાતું નથી, કેમકે ધોળા દિવસની લૂંટ અને ગુંડાગીરી છતાં, રાજ્ય મૌન સેવી રહ્યું છે. કૃપા કરી વચ્ચે પડો અને મદદ કરો."

આ પછી ના. વાયસરૅાય કે તેમના પ્રતિનિધિ ના. રેસીડેન્ટ તરફથી પ્રજા રક્ષણુને માટે કાંઇ પગલાં લેવામાં આવ્યા કે નહિ, તે પ્રજા જાણુતી નથી. પણ, પ્રજા એટલું તો જરૂર જાણે છે કે, આ બનાવ પછી પણ નવાનગર રાજ્યમાં ગુંડાગીરી સતત ચાલુ જ રહી છે.

અહીં એક ખુલાસો કરવો જરૂરી છે.

૨૦ મી એપ્રીલની ગુંડાગીરીમાં ભાગ લેનારા માણુસોનો ઉલ્લેખ કોમવાર કરવામાં આવેલ છે. આ ઉપરથી કોઇએ એમ નથી માનવાનું કે, ઉપરોક્ત કામમાં તે તે કોમ સમસ્તની આ વ્યવસ્થિત યોજના હતી. કોમવાર ઉલ્લેખ કરવા પાછળ આ હેતુ છે જ નહિ, અને એટલા માટે જ, કોમોના નામની આગળ "કેટલાક" શબ્દ લગાડવામાં આવ્યો છે. આ ઉપરાંત, એક બીજી વધુ ચોખવટ એ પણ કરવામાં આવી છે કે, સરઘસમાં ભાગ લેનારા માણુસો સ્વતંત્ર નહિ, પણ રાજ્યના જુદા જુદા ખાતાનાં નોકરો હતા.

સરઘસમાં ભાગ લેનારા માણુસોને કોમવાર જણાવવા પાછળનો હેતુ, રાજ્યની કુટનીતિને ખુલ્લી પાડવાનો છે.

અને બીજી વસ્તુ મને એ પણ લાગે છે કે, આગલાં પ્રકરણુમાં મેં જે રીતે ઉલ્લેખ કર્યો છે, તે રીતે ન કર્યો હોત અને કેવળ, સામાન્ય રીતે લખ્યું હોત તો,

કદાચ સાચી વસ્તુસ્થિતિ સમજવામાં મુશ્કેલી થાત. એ દુર કરવા માટે, આ સ્પષ્ટીકરણ કરૂં છું.

એના કારણો અને એ સંબંધમાં વધુ ચોખવટ અહીં કરવા જરૂરી છે.

પ્રજા મંડળની પ્રવૃતિ સામે "ભાગલા પાડો અને રાજ્ય કરો"ની નીતિ રાજ્યે અમલમાં મુકી દીધી હતી. ભાઇબંધ કોમોને અરસપરસ લડાવવાનાં કેટલાયે મિથ્યા પ્રયત્નો રાજ્યે કર્યાં હતાં. હિંદુ અને ખાસ કરીને વાણીયા કોમ સિવાય, પ્રજા મંડળ બીજી કોઇપણ કોમનું પ્રતિનિધિત્વ ધરાવતું નથી, કે પ્રજા મંડળને બીજી કોઇ કોમનો સાથ નથી, એટલુંજ નહિ, પણ બીજી કોમોનો પ્રજામંડળ સામે સખ્ત વિરોધ છે, એમ રાજ્ય બતાવવા માગતું હતું.

કોમો સમસ્તનો સામુદાયિક વિરોધ ઉભો કરવામાં રાજ્ય જ્યારે નિષ્ફળ નિવડ્યું, ત્યારે રાજ્યના કેટલાક નોકરો અને અમલદારોનો આશ્રય લઇને, પોત પોતાની કોમ સમસ્ત વતી મિથ્યા વિરોધ પોકારવો શરૂ કર્યો, અને આવા કેટલાંક જાત વાર પોકળ મંડળો ઉભાં પણ થયાં.

આવા પોકળ મંડળો દ્વારા તા. ૨૦ મી એપ્રીલનું સરઘસ યોજાયું હતું.

આ ઉપરથી સહુ કોઇ સમજી શકશે કે, તા. ૨૦મી એપ્રીલનું સરઘસ કોઇ પણ કોમનું વ્યવસ્થિત યોજાયેલું સરઘસ નહોતું, અને આ ઉપરથી બીજી એક એ પણ

વાત સાચી ઠરે છે કે, ઉપરોક્ત મંડળો એ કોઈપણ કોમના સાચા પ્રતિનિધિત્વ ધરાવનારા નહિ, પણ કેવળ રાજ્યના નોકરો અને આશ્રિતોનાં સ્થપાયેલાં અને બનેલાં હતાં.

બીજી અનેક કોમોનો પ્રજામંડળની સામે પ્રચંડ વિરોધ છે, એમ જે તા. ૨૦ મી એપ્રીલના સરઘસ ઉપ-રથી રાજ્યનો દાવો છે, તે દાવો આ વાતથી ખોટો ઠરે છે, એમ સહુ કોઈને આટલી હકીકત જાણ્યા પછી ખાત્રી થયા વગર રહેશે નહિ.

રાજ્ય આવો જુઠો આક્ષેપ મુકીને સરઘસમાં ભાગ લેનારા માણસોની આખી કોમને અન્યાય કરી રહ્યું છે.

અને આ અન્યાયને દૂર કરવા માટે જ આગલાં પ્રકરણોમાં સરઘસમાં ભાગ લેનારા માણસોનો કોમો વાર અને "કેટલાક" શબ્દો લગાડીને ઉલ્લેખ કરેલ છે.

આ સરઘસમાં ભાગ લેનારા કેટલાક માણસોને અન્યાય ન થાય એ માટે, એક વધુ ખુલાસો પણ જરૂરી છે.

વાઘેર અને હરિજન કોમના માણસોને તો ખબર પણ નહોતી કે, તેમને ક્યાં લઈ જવામાં આવે છે. સવા-રનાં નવ વાગે જ્યારે પંભાગ્યાના નાકે આવ્યા ત્યારે જ, તેમને ખબર પડી કે, પ્રજામંડળ સામેના વિરોધ સરઘસમાં તેઓને સામેલ કરવામાં આવે છે. પણ, પછી

બિચારા પરાધીન માણુસો કરે શું ? સરઘસ જેમ જેમ આગળ વધતું હતું, તેમ તેમ ગુંડાગીરી આગળ વધતી હતી, તેમ તેમ આ માણુસોનાં હૃદય ચીરાઈ જતા હતાં ! પણુ તેની પાસે બીજો કોઈ ઉપાય હતો નહિ.

આ કોઇ કપોળ કલ્પીત વાત નથી. આ વાત ખુદ સરઘસમાં ભાગ લેનારાઓની કહેલ છે.

"અમે મુળુ માણેક અને જોધો માણેકના વંશજો, જો નિર્દોષ માણુસો ઉપર હાથ ઉપાડીયે તો, અમારી જાત લજવાય, અમે એવું કદી ન કરીએ."

વાઘેર કોમના એક આગેવાન પટેલનાં આ શબ્દો છે. આ શબ્દો ઉચ્ચારતી વખતે તેની સહૃદયતા અને નિખાલસતા તરી આવતાં હતાં.

હરિજન કોમની પણુ આજ સ્થિતિ હતી. માહિતિ મળી છે એ મુજબ, વાઘેરો કે હરિજનોએ સરઘસ દરમ્યાન ગુંડાગીરીમાં કાંઈ પણુ ભાગ લીધો નથી. કોઇ અપવાદરૂપે હોય તો એ જાણુવામાં નથી.

# કોમી અથડામણના પ્રયાસો

તા. ૨૦ મી એપ્રીલની, ત્યાર પહેલાંની અને પછીની ગુંડાગીરીના બનાવો એ કોઇ આકસ્મિક કે વણકલ્પેલા બનાવો નહોતા. પ્રજામંડળના કાર્યકરોને તો આ બનાવોની ચોક્કસ કલ્પના અને ખાત્રી હતી. કારણ કે, તેઓને આ જાતની ચોકસ પ્રકારની ચેતવણી ખુલ્લાં શબ્દોમાં રાજ્યના ચીફ કસ્ટમ ઓફીસર મી. કુરેશી રૂબરૂમાં જ આપી ગયેલા. આ ચેતવણી પછી, પ્રજામંડળના આગેવાનો અને કાર્યકરોને ગુંડાગીરીના બનાવો બનવા માટે જરાયે વ્હેમ કે શંકા નહોતાં, પૂરેપુરી ખાત્રી હતી.

વાત એમ હતી કે, રાજ્ય પ્રજામંડળની પ્રવૃત્તિ અમુક મર્યાદામાં રહીને થાય તેમ ઇચ્છતું હતું. જો પ્રજા મંડળ રાજ્યની દોરેલી આ ચોક્સ મર્યાદા સ્વીકારે તો, પ્રજામંડળ એક રાજયનું આશ્રિત અને તાબેદાર મંડળ

બની જાય તેમ હતું. પ્રજા સમસ્તનું પ્રતિનિધિત્વ ધરાવતા અને પ્રજા સમસ્તના એક સ્વતંત્ર મંડળ તરીકેની તેની હયાતિ આ મર્યાદા સ્વિકારવાથી રહે તેમ ન હતું.

અને આ સમયે, પ્રજા-બળ અને સંગઠ્ઠન એટલાં મજબુત હતાં કે, પ્રજામંડળના આગેવાનોની, રાજ્યની આ દોરેલી મર્યાદાનો સ્વિકાર કરવાની હિંમત ચાલે તેમ ન હતું.

અને જ્યારે, રાજ્યની આ શરતનો અસ્વિકાર થયો ત્યારે, પ્રજામંડળના આગેવાનોને ગુંડાગીરીને માટે તયાર રહેવાની ખુલ્લાં શબ્દોમાં ચેતવણી મળી.

પ્રજામંડળને માટે કામ કરવાની રાજ્યની દોરેલી મર્યાદા આ પ્રમાણે હતી.

(૧) પ્રજામંડળનો ધ્યેય જવાબદાર રાજ્યતંત્ર પ્રાપ્ત કરવાનો ન હોવો જોઈએ.

(૨) રાજ્યની સલાહ અને સૂચના મુજબ પ્રજા-મંડળ કામ કરે અને વર્તે.

(૩) પ્રજાની મુશ્કેલીઓ અને હાડમારીઓ તથા જરૂરી એવી રાહતો અંગે. પ્રજામંડળ રાજ્યનું ધ્યાન ખેંચે અને રાજ્ય તેને માટે ઘટતું કરવા પ્રયત્ન કરે.

રાજ્ય તરફથી પ્રજા મંડળને કામ કરવાની જે ચોક્કસ પ્રકારની મર્યાદા આંકી દેવાનું કહેવામાં આવ્યું હતું, તે મર્યાદા લગભગ આ અને આ મતલબની હતી.

આ માંગણીઓ લઈ, રાજ્યના ઉપરોક્ત અમલદાર પ્રજામંડળના આગેવાનો પાસે આવ્યા. આગેવાનો તો તેનો સ્વીકાર કરી શકે તેમ નહોતું.

ત્યારે આ સમયે, તે અમલદારે જે શબ્દોમાં ચેતવણી આપેલી તેનો સારાંશ આ પ્રમાણે છે,

"અમે મુસ્લીમો જામસાહેબને એટલા બધા વફાદાર છીએ કે, "બાપુ"ને જે વસ્તુ ન ગમે તે કરનારને મુસલમાનો જરાયે સાંખી લેશે નહિ. તેમ છતાં, તમે જો આ પ્રમાણે કરશો તો, મુસલમાનો હિંદુઓને ધોકા લગાવશે."

આ ચેતવણી આપનાર અમલદારે પ્રજામંડળના આગેવાનો સમક્ષ બે જાતના પાઠ ભજવ્યા. એક રાજ્યના અધીકારી તરીકેનો અને બીજો મુસ્લીમ કોમના પ્રતિનિધિ તરીકેનો. બન્ને પાઠ ભજવવાનો જ્યારે જ્યારે સમય અનુકૂળ લાગ્યો, ત્યારે ત્યારે તેમણે બરાબર ભજવ્યા.

પ્રજામંડળના કાર્યક્ષેત્ર બાબતમાં તેઓ એક રાજ્યના અધીકારી તરીકે બોલતા, જ્યારે ધમકી આપવા સમયે તેઓ મુસ્લીમ કોમના એક પ્રતિનિતિ તરીકે બોલતા.

ધમકીની સાથે મુસ્લીમ કોમ આખીનું નામ ઉપરોક્ત અધિકારીયે જોડ્યું, એથી કોઈએ પણ એમ નહોતું માની લીધું કે, તે અધીકારી મુસ્લીમ કોમના સાચા

પ્રતિનિધિ હતા, અથવા તે અધીકારીનાં મંતવ્યની સાથે મુસ્લીમ કોમ સમસ્ત સંમત હતી.

તે અધીકારી જે બોલતા હતા, તે મુસ્લીમ કોમના પીઠબળથી નહોતા બોલતા. મુસ્લીમ કોમનું પીઠબળ તેને નહોતું, એ બરાબર તે જાણતા હતા. તેની પાછળ એક બીજું જબરજસ્ત પીઠબળ હતું, જેના આધારે તે ધમકીઓ આપવાની હિંમત કરતા હતા. આ બળ તે મહારાજા જામસાહેબ અને તેની સત્તાનું હતું. એના બળે અને જોરે જ, તે અમલદારનું જડબું ઉઘડી શકતું હતું.

ધમકીની સાથે મુસ્લીમ કોમનું નામ જોડવા પાછળ પણ એક જબરી રમત હતી. હિંદુ મુસ્લીમ કોમો વચ્ચે અરસપરસ ગેરસમજણો ઉભી કરી લડાવી મારવાની આ એક બાજી હતી. આ બાજીમાં બન્ને કોમો ફસાઈ પડે એ ખાતર, આવી ગેરસમજો અનેક વખતે અનેક ઉભી કરવામાં આવી હતી. પણ આજ સુધી રાજ્યને તેમાં નિષ્ફળતા જ સાંપડી છે.

ગુંડાગીરીના જેટલા જેટલા પ્રસંગો બન્યા છે, અને જે એક વ્યવસ્થિત ટોળીનાં આધારે તે બની રહ્યાં છે, તેની સાથે ઉપરોકત અધીકારી ચોકકસ રીતે સંકળાયલા છે. અને એક બીજા શ્રીમંત મુસ્લીમ વેપારી, જેઓ રાજ્યના મોટા આશ્રિત છે, તેઓ પણ ગુંડાગીરીના બનાવોમાં સંડોવાયલા છે. એમ ન હોય તો, તેઓ તા. ૨૦

મી એપ્રીલની ગુંડાગીરી કરાવવાનો દિવાન સાહેબ સમક્ષ હિંમતપૂર્વક એકરાર કરી શકે નહિ.

આ બન્ને સખ્સોએ મુસ્લીમ કોમને કાબુમાં રાખવાનું બીડું જડપ્યું હતું. હિંદુ કોમ વિરૂદ્ધ, મુસ્લીમ કોમને ઉશ્કેરી હુલ્લડ કરાવવાના કોડ પણ તેઓએ સેવ્યાં હતાં, અને રાજ્યના પૂરા પીઠબળ સાથે આવી એક યોજના પણ તેઓએ વહેતી મુકી હતી, જે નિષ્ફળ નિવડી હતી.

રાજ્યની પાસે ચાંદીનો એક તાઝીયો છે. આ તાઝીયો મહોરમના દિવસોમાં દર વર્ષે રાજ્ય મુસ્લીમોને આપે છે. આ વખતે, નિયમ કરતાં રાજ્યે એક મહિનો તાઝીયો વહેલો આપ્યો.

તાઝીયો આપવા પાછળ રાજ્યની ગણતરી એવી હતી કે, ખટાખટીભર્યા વાતાવરણ વચ્ચે તાઝીયો આપવાથી ભયના માર્યા હિંદુઓ વિરોધ કરશે, અને એ વિરોધ સામે ધાર્મિક ભાવનાઓથી ઉશ્કેરાઈને મુસ્લીમો હિંદુઓ ઉપર તૂટી પડશે. પરિણામે, બન્ને કોમો વચ્ચે ભારે કડવાશ ઉભી થશે અને પ્રજામંડળની પ્રવૃતિને આથી આબાદ ફટકો લગાવી શકાશે.

અને આ અથડામણ વધારે શકય બને એ ઈરાદાથી તાઝીયાને લઈ જવાને માટે સરઘસની યોજના ઘડાઈ. અને મુસ્લીમોને તાઝીયો મળવા સામે હિંદુઓનો વિરોધ છે એવું બનાવટી વાતાવરણ ઉભું કરવામાં આવ્યું.

પણ, પાણી પરનો આ પરપોટો કેટલા વખત સુધી ટકી શકે ? મુસ્લીમોએ તો આ સામે કોઈનો પણ વિરોધ થતો જોયો નહિ.

વિરોધ હોય પણ શા માટે ? મુસ્લીમોની ધાર્મીક ભાવના પોષાવા માટે હિંદુઓને વિરોધ નહિ, પણ આનંદ હતો. મુસ્લીમોએ આ જોયું ત્યારે બન્ને કોમો વધુ નજીક આવી અને રાજ્યની કપટી યોજનાને કરૂણ નિષ્ફળતા મળી.

રાજ્યે ઉપરોક્ત યોજનામાં સુમરા કોમને પણ સંડોવવાનો પ્રયત્ન કર્યો હતો. એવડી યોજના લાંબી થતાં, રાજ્ય માનતું કે, તેમાં તેને સફળતા મળતાં વાર નહિ લાગે.

સુમરા જ્ઞાતિ, મુસ્લીમ કોમની એક પેટા જ્ઞાતિ છે. તેની વસ્તી મુખ્યત્વે ગામડાઓમાં છે. ખેતી ઉપર આ જ્ઞાતિનાં જીવન નિર્વાહ છે. માળીયાના મીયાણાંની માફક આ કોમના માણસોને રાજ્યનો પરવાનો મેળવ્યા વગર એકથી બીજી જગાએ જવા સામે પ્રતિબંધ હતો. વળી, અમુક અમુક વખતે પોલીસ આફીસે પણ તેઓને ફરજીયાત હાજરી આપવી પડતી.

આ જાતના બંધનો સકરૂં કોમ ઉપર વર્ષો સુધી રહ્યા. આ બંધનો મુકવા માટે રાજ્ય એવા કારણો બતાવતું કે, આ કોમની બહુ રંજાડ હતી, અને લુંટફાટ

ચલાવતી. કોમના અમુક માણસોના ગુન્હાહિત કૃત્યને અંગે આમ રાજ્યે આખી કોમને ગુન્હેગાર ઠરાવી આખી કોમને જલન કરવાની હતી.

રાજ્યના આ જાતના બંધનોને પરિણામે સુમરા કોમની સામાજીક, આર્થિક અને નૈતિક અધોગતિ દિન પ્રતિ દીન થતી ગઈ. આ અધોગતિને માટે બીજું કોઈ નહિ, પણ રાજ્ય જ જવાબદાર છે.

જો કોમના અમુક માણસો લુંટફાટ ચલાવી સમાજને નડતરરૂપ થતાં હોય તો, લુંટફાટ કરવાના કારણો શોધી, તેને યોગ્ય રસ્તે ચડાવી, તેની થતી નૈતિક અધોગતિ અટકાવવાની રાજ્યની ફરજ હતી. પણ આ ફરજ બજાવવાને બદલે, રાજ્યે તેની ઉપર વધુ બંધનો મુકી, તેને વધુ અધોગતિની ગર્તામાં ગબડાવી મૂકયા.

ખરી વાત આમ છે:

સુમરા જ્ઞાતિના માણસોને રોટલો કમાવાનું પહેલેથી પૂરતું સાધન નથી. ખેતી પર તેઓ ગુજરાત ચલાવે છે. પણ તેઓની પાસે જરૂરીયાતનાં કરતાં આ ઓછું સાધન છે. અને તે પણ રાજ્યના આકરાં લાગાંને લીધે, તેઓની પાસે કશું રહેતું નથી. આ કારણોને લઈને, જો સુમરા કોમના અમુક માણસો લુંટફાટ ચલાવતા હોય તો, રાજ્યની ફરજ હતી કે, તેઓને રોજી કમાવા જેટલાં સાધનો અને સગવડો પૂરાં પાડવાં.

આમ કરવાને બદલે રાજ્યે સદરહુ કોમ ઉપર વધુ બંધનો મૂકીને તે કોમને વધુ અન્યાય કર્યો.

આ સમયે, આજસુધી રાજ્ય જે કોમને અન્યાય કરતું આવ્યું હતું, તે કોમને રાજ્યના હિતોને અબાધીત રાખવા માટે, મજહબીય બળોની સાથે અથડાવી મારવાના ઉદ્દેશથી, સદરહુ કોમના બંધનો તોડી નાખ્યા, અને બધા સુમરા લોકોને તાજીયા સરઘસમાં એકઠા કર્યા.

રાજ્ય એમ માનતું હતું કે, આ બંધનો તોડી નાખવાથી, લુંટફાટના ભયે, હિન્દુ કોમ તેનો વિરોધ કરશે. વર્ષોથી જકડાયેલી કોમની બંધન મૂકિત સામેનો થતો વિરોધ, આમ આ કોમ સાંખી નહિ શકે. તેથી, અને બીજો તાજીયા વિરોધી રાજ્યે કરેલો હિંદુઓનો વિરોધ; આમ બે વિરોધો ભેગા થતાં, સુમરા અને બીજા મુસ્લીમોની હિંદુઓ સાથે અથડામણ થશે, અને પોતાની યોજના આબાદ રીતે પાર પડી જશે એવી રાજ્યની ગણતરી હતી.

રાજ્યની આ બન્ને ગણતરીઓમાં તેને ભારે નિષ્ફળતા મળી.

મુસ્લીમ અને સુમરા જ્ઞાતિ, એ પ્રજા સમસ્તનો એક વિભાગ હોઈ, તેના લાભો એ પ્રજા સમસ્તના લાભો છે. તે સામે પ્રજાના કોઈ પણ ભાગનો વિરોધ હોઈ શકે નહિ.

પણ, રાજ્યે જે ઉદ્દેશથી આ બન્ને લાભો આપવાની "ઉદારતા" બતાવી હતી, તે ઉદ્દેશ સામે પ્રજાના એકેએક વર્ગનો વિરોધ હોઈ શકે. મુસ્લીમ કોમનો પણ વિરોધ હોઇ શકે, હતો પણ ખરો. સુમરા કોમે જોયું કે, જે પ્રજા સમસ્તના બળે તેને મુક્તિ મળી છે, તે પ્રજાની સામે અથડાવી મારવા રાજ્ય તૈયાર થયું છે. રાજ્યનો એકા એક હૃદય પલ્ટો થવાથી, અગર તેની ઉપર હેત ઉભરાઈ જવાથી મુક્તિ નહોતી આપી, એ પણ સુમરા જ્ઞાતિએ જોયું.

સુમરા કોમની આ મુક્તિને પ્રજામંડળના કાર્યકરોએ પ્રજામંડળના એક વિજય તરીકે વર્ણવી હતી. સુમરા કોમને જો વેળાસર મુક્તિ ન મળી હોત તો, તેની તાત્કાલીક મુક્તિ માંગતો ઠરાવ પણ, પ્રજા પરિષદની ખુલ્લી બેઠકમાં આવ્યો જ હોત. કોઈ પણ કોમ કે વ્યક્તિ ઉપરના આ જાતનાં બંધનો, એ શહેરી સ્વાતંત્ર્ય તરીકેના હક્કોની વિરૂદ્ધ છે. પ્રજા સમસ્તનું પ્રતિનિધિત્વ ધરાવતું પ્રજામંડળ કોઇ પણ શહેરી ઉપર મુકાયેલા આવા બંધનોને ચલાવી લઈ શકે નહિ.

"ઇન્કિલાબ ઝીન્દાબાદ!"

રાતના સમયે તાઝીઓ લઈને સરઘસ નીકળ્યું. ધાર્મિક સુત્રો ઉપરાંત, 'ઇન્કિલાબ ઝીન્દાબાદ'ના સુરો જ્યારે સરઘસમાં સંભળાતા, ત્યારે મુસ્લીમ કોમનું ક્રાંતિકારી માનસ સ્પષ્ટ જણાય આવતું હતુ.

આ ક્રાંતિકારી માનસ સીધી દિશામાં વળીને, પ્રજા ચળવળની પ્રવૃત્તિ સાથે જોડાણ ન થાય, એ માટે તેને ઉંધી દિશામાં વાળવાના ઘણાં પ્રયત્નો થતાં.

સત્તાઓ જાણી જોઈને મુસ્લીમોના માનસમાં ઝેર રેડવાના પ્રયત્નો થતાં. મુસ્લીમોને સમજાવવામાં આવતું કે, હિંદુઓ અને મુસ્લીમોના આર્થિક હિતો એક નહિ, પણ જુદાં છે. જવાબદાર રાજતંત્રનો અર્થ તેમને એવો સમજાવવામાં આવતો કે, જવાબદાર રાજતંત્રમાં 'મહાજન'નું રાજ્ય થશે. અને મહાજનનું રાજ્ય એટલે વાણીયાનું રાજ. વાણીયાના રાજ્યમાં મુસ્લીમોના આર્થિક તેમજ ધાર્મિક હિતો નહિ સચવાય. મહાજનના રાજમાં મસ્જીદની જગાએ મંદિરો બંધાશે, અને છેવટે, જર્મનીના યહુદિયોની જેવી સ્થિતિ, મહાજનના રાજમાં મુસ્લીમોની થશે.

રાજપીપળા પ્રજાપરિષદના પ્રમુખસ્થાનેથી સરદાર વલ્લભભાઈ પટેલે જવાબદાર રાજતંત્રનો અર્થ, જે પ્રજાના ચુંટાયલા પ્રધાનો અથવા મહાજન દ્વારા ચાલતું તંત્ર, એવો સમજાવ્યો હતો, તેને આમ મારી મચડીને, ઉંધી રીતે મુસ્લીમ કોમ આગળ મુકીને, હિંદુ વિરૂદ્ધ મુસ્લીમોને ઉશ્કેરવાના, અને બન્ને કોમો વચ્ચે કાયમની કડવાશ ઉભી કરવાના પ્રયત્નો થતાં.

આ ઉપરાંત મુસ્લીમ કોમને, પ્રજામંડળથી દુર રાખવા માટે ધાક ધમકીનો પણ ઉપયોગ થતો. પ્રજા

મંડળ તરફ સહાનુભૂતિ રાખનાર એક મુસ્લીમ ગિરાસદારની સ્થિતિ એવી કરી નાખવામાં આવી કે, આખરે તેને કાયમને માટે જામનગર છોડવાની ફરજ પડી.

ભાણવડમાં પ્રજામંડળની પ્રવૃત્તિમાં આગેવાની ભર્યો ભાગ લેનાર એક મુસ્લીમ ગિરાસદારને આવી ધમકીને પરિણામે પ્રજામંડળમાંથી નીકળી જવું પડેલું.

આમ; મુસ્લીમ કોમને ધાક ધમકી અને ઝેરી પ્રચારથી પ્રજામંડળથી દુર રાખવાના પ્રયત્નો ઉપરાંત, બન્ને કોમમાં કાયમની કડવાશ ઉભી કરવા અને લડાવી મારવાના પણ રાજ્ય તરફથી અથાગ પ્રયત્નો થતાં.

# ગરાસીઆ તાલીમ વર્ગ

તા. ૨૦ મી એપ્રીલની ગુંડાગીરી કેટલી વ્યવસ્થિત રીતે યોજવામાં આવી હતી, તેનો ખ્યાલ આપવાને માટે તે વખતે ખોલવામાં આવેલા ગરાસીઆ તાલીમ વર્ગની વિગતો અહિં જણાવવી આવશ્યક છે.

૨૦ મી એપ્રીલની ગુંડાગીરીના બનાવ પહેલાં, જામનગર શહેરમાં ગરાસીઆઓને માટે એક છાવણી ખોલવામાં આવી હતી. આ છાવણીમાં ગામડાંઓના અને રાજ્યમાં નોકરી કરતાં આશરે બે હજાર જેટલા ગરાસીઆઓને એકઠા કરવામાં આવ્યા હતા.

આ છાવણીમાં હંમેશાં ગરાસીઆઓના રાજ્ય કુટુંબ સાથેનાં કૌટુમ્બિક સંબંધ અને વફાદારીની ફરજો સમજાવવામાં આવતાં. રાજ્યને અગાઉના સમયમાં પડેલી

મુશ્કેલીઓને ટાંણે, ગરાસીઆઓએ બતાવેલી વફાદારીનાં વર્ણનો પણ સંભળાવવામાં આવતાં.

પ્રજામંડળની પ્રવૃત્તિ વિરૂદ્ધ, ગરાસીઆઓના કાનમાં હંમેશાં ઝેર રેડવામાં આવતું. તેઓને સમજાવવામાં આવતું કે, પ્રજામંડળનો ધ્યેય રાજા, રાજકુટુંબ અને ગરાસદારોનો નાશ કરી તેની જગ્યાએ વાણીયા રાજ સ્થાપવાનો છે.

તેઓને કહેવામાં આવતું કે, રાજ્ય અને મહારાજા જામસાહેબ અત્યારે ભારે મુશ્કેલીમાં છે. આવા મુશ્કેલીના સમયમાં, સહુ ભાયાતોની ફરજ મહારાજા જામસાહેબની વફાદારી પૂર્વક સેવા બજાવવાની છે.

અને આ સેવા લેવા માટે ગરાસીઆઓને મોટી મોટી લાલચો આપવામાં આવતી.

છાવણીમાં હંમેશાં સારૂં સારૂં ભોજન બનાવવામાં આવતું. સારા સારા વસ્ત્રો અને બીજી સગવડો પણ આપવામાં આવતી.

પડાવી લીધેલી જમીન પાછી આપવાના વચનો આપવામાં આવતાં. વાણિયાનાં કરજો માફ કરવાની અને તેને અંગે થયેલાં હુકમ નામા થંભાવી દેવાની લાલચો આપવામાં આવતી. ઝુંટવી લીધેલા હથીયારોના પરવાનાઓ ફરી આપવાની ખાત્રીઓ પણ આપવામાં આવતી.

આના બદલામાં રાજ્ય ગરાસીઆઓ પાસેથી વફાદારીપૂર્વક સેવા માગતું હતું. અને તેઓની પાસેથી

[illegible] જેવા લાગતું હતું, તે આપણે ૨૦ [illegible] હતું!

મહારાજા જામ સાહેબને આજે એકાએક કૌટુમ્બીક પ્રેમ જાગી ઉઠ્યો હતો! તેમને હવે ખબર પડી હતી કે, તેમના ભાંડુઓ [illegible] હતાં! તેનો હાથ ઝાલવો જરૂરી હતો!

આમ એકાએક કૌટુમ્બીક ભાવના મહારાજા જામ સાહેબને શાથી જાગી પડી?

ખરી વાત ભાવનાની નહિ, પણ પોતાના હિતોને અબાધીત રાખવા અંગે, પ્રજાકીય પ્રવૃત્તિ સામે મજબુત કિલ્લો ખડો કરવાની હતી.

રાજ્યે આજ સુધી ગરાસીઆઓ ઉપર જુલ્મો ગુજારવામાં જરાયે પાછું વાળી જોયું નથી. રાજ્યનો વિસ્તાર વધારવામાં આ જાડેજાઓના વડવાઓએ રાજ્યને મદદ કરેલી, અને તેના બદલામાં તેમને ગરાસ મળેલો. આજે એ ગરાસીઆઓની કાંઇ ગરજ રહી નથી, એટલે ઘણાં ખરા ગરાસીઆઓની જમીન પડાવી લેવામાં આવી છે.

આમ હોઇને, સાધારણ ખેડુત અને ગરાસીઆઓ વચ્ચે લાંબો તફાવત રહેલ નથી. ખેતીમાં પૂરું જીવનનિર્વાહ નહિ થતું હોવાથી બીજા ખેડુતોની પેઠે આ ગરાસીઆઓને પણ પાટનગરમાં છાણાં બળતણની ગાડીઓ વેચવા આવવું પડે છે

બીજા ખેડુતની પેઠે કોઈ અમલદાર, નાનો કે મોટો, આ ગરાસીઆઓને માનાર્થે બોલાવતો નથી. સોમાભાઈ મામલતદાર કે બીજા કોઈ અમલદારની નેતરની સોટી, જેમ ખેડુતોને, તેમ ગરાસીઆઓને પણ છોડતી નથી. અંગુઠા પકડવા, ગરમ રેતીમાં આળોટવા અને ઉભા રહેવાની વિધિમાંથી, જામસાહેબને જેમના માટે વ્હાલ ઉભરાઈ ગયું કહેવાય છે, તેવા આ ગરાસીઆઓનો પણ, પસાર થયા વગર છુટકારો થતો નથી.

આમ જામનગરના જાડેજાઓની આજે આ દશા છે. અને આ દશા રાજ્યે કોઈ ભુલ કે ગફલતથી નથી કરી, પણ તે ઈરાદાપૂર્વક કરવામાં આવી છે.

ગરાસદારો તરફની આ નીતિને પરિણામે, રાજ્ય તરફ તેમનો ભારે અસંતોષ હતો જ. આ અસંતોષને પરિણામે, ગરાસીઆઓ પ્રજાકીય પ્રવૃત્તિ તરફ વળી જાય એવો રાજ્યને ભય પણ હતો.

અને એટલા માટે જ, ગરાસીઆઓને વ્યવસ્થિત કરવાનું કામ વધુ ઝડપી બનાવાયું.

ગરાસીઆઓને કાબુમાં રાખવા માટે રાજપુત સેવા સમાજ નામની એક સંસ્થા ખોલવામાં આવી છે. તેના પ્રમુખ જામસાહેબના વડીલ બંધુ શ્રી પ્રતાપસિંહજી છે. મુખ્ય વ્યવસ્થાપક શ્રી રામસિંહજી ઝાલા છે, જેઓ રાજ્યના બંદર ખાતામાં આસીસ્ટન્ટ કમીશ્નરનો હોદ્દો ધરાવે છે.

ભાયાતો તરફ પોતાને ભારે પ્રેમ અને સદ્‌ભાવના છે, એવું બતાવવા માટે મહારાજા જામસાહેબ અનેક વખત રાજપુત સેવા સમાજની સભાઓમાં ભાષણો કરે છે, ગ્રાંટો આપે છે અને મકાનો ઉપરાંત બીજા સાધનો પણ ભેટ ધરે છે.

રાજપુત સેવા સમાજ તરફથી ગૃહ ઉદ્યોગો અને એવા બીજા નાના પાયા પરના ઉદ્યોગો ખોલવામાં આવ્યા છે. આ ઉદ્યોગોમાં કામ કરીને ગરાસીઆઓ થોડી ઘણી રોજી મેળવવા લાગ્યા છે.

આર્થિક સંકડામણને અંગે, રાજ્ય તરફનો ગરાસીઆઓનો ઉભો થતો અસંતોષ દબાવી દેવાનો આ ઉદ્યોગો ખોલવા પાછળ હેતુ સમાયેલો છે. આમ રોટલા વિહોણાં રહેલા ગરાસીઆઓને રોટલાનો ટુકડો આપી, ગરાસ પાછો આપવાના વચનોને ભુલવાડી દેવાની રાજ્યની આ એક બાજી સિવાય બીજું કાંઈ જ નથી.

આ ઉપરથી કોઈએ એમ નથી માનવાનું કે, આવા ઉદ્યોગોનો હું વિરોધ કરૂં છું. આવા ઉદ્યોગો ઘણાં જરૂરી છે, એમ માનનારા ઘણાંમાનો હું એક છું.

રાજપૂત સેવા સમાજનો ઉદ્યોગો ખોલી રોજી અપાવવાનો પ્રયત્ન ગમે તેટલો પ્રસંશનીય હોય તો પણ, તેની પાછળનો હેતુ જરાયે શુભ નથી, એ કહ્યા વગર છુટકો નથી.

પ્રશ્ન એ છે કે, જો રાજ્યની, આ પાછળ ખરેખર શુભ દાનત હોય તો, એકલા રાજપુતો માટે જ, આવા ઉદ્યોગો શા માટે? રાજ્યની દૃષ્ટિએ પ્રજા સમસ્ત સરખી હોવી જોઇએ. રાજ્યની ફરજ રાજપુતોની આર્થિક ઉન્નતિ કરવાની જેટલી છે, તેટલી જ સમસ્ત પ્રજા તરફ પણ રહેલી છે. તો પછી, રાજ્ય એકલા રાજપુતો તરફ જ શા માટે વધુ કાળજી રાખે છે?

આ બધી હકીકતો મારા કથનને ટેકો આપશે કે, રાજ્યની દાનત ગરાસીઆઓને સહાયરૂપ થવાની નહિ, પણ તેમને પ્રજામંડળ અને પ્રજા પ્રવૃત્તિની વિરૂદ્ધ બનાવી રાજ્ય હિતના રક્ષણના હથિયાર બનાવવાની હતી.

## ૧૧

# નબળી નીતિ

ભયંકર ગુંડાગીરીના બનાવો છતાંયે, પરિષદ ભરવાનો પ્રજાનો નિર્ણય અણનમ હતો. આ અણનમ નિરધારનાં બળે, આગેવાનો પરિષદ મુલ્તવી રાખી શક્યા નહિ. પરિષદ ભરાણી અને નિર્વિઘ્ને પાર પડી.

પરિષદ ભરાણી પણ પૂરેપુરી સફળ થઈ નહિ. કારણ કે, પરિષદ પહેલાં જ અમારે ત્યાં રાજકીય પ્રવૃતિમાં ઓછા વધુ પ્રમાણમાં ઓટ આવવી શરૂ થઈ ચૂકી હતી. આનું કારણ પ્રજાની નબળાઈ નહિ, પણ આગેવાનોની નબળી નીતિ હતું.

રાજ્ય જેમ જેમ દમનનો માર્ગ લેતું ગયું, તેમ તેમ આગેવાનો પીછેહઠ કરતા ગયા. અને આગેવાનો જેમ જેમ પીછેહઠ કરતા ગયા, તેમ તેમ રાજ્ય વધુ અને વધુ આક્રમણક નીતિ અમલમાં મૂકતું ગયું.

કોઈ પણ પ્રસંગમાં આગેવાનોએ મજબુત હાથે કામ લીધું નહિ. નાનામાં નાના પ્રસંગમાં પણ, તેઓએ પીછેહઠ સિવાયનો કોઈ માર્ગ ગ્રહણ કર્યો નહિ.

પ્રજા ખૂબ તૈયાર હતી. પ્રજામાં જાગૃતિ અને સંગઠન પણ ખૂબ હતાં. આથી, કોઈ કોઈ વખતે તો પ્રજા પોતે આગેવાનોને દોરવણી દેતી, અને આગેવાનોએ તેની સાથે અનિચ્છાએ પણ ચાલવું પડતું.

૨૦ મી એપ્રીલની ગુંડાગીરીના બનાવ વખતે પ્રજા એટલી ઉશ્કેરાયેલી હતી કે, રાજ્ય પ્રજાના જાન માલની સલામતિની ખાત્રી ન આપે ત્યાં સુધી, હડતાલ ન ખોલવાને માટે મક્કમ હતી. પ્રજાના આ મક્કમ નિરધાર આડે આગેવાનો આવે તો, તેઓ તણાઇ જાય એવી સ્થિતિ હતી. છતાં, એ વખતે પણ તેઓ નબળી નીતિનું પ્રદર્શન કરતાં ચૂકયા નહિ. હડતાળ લંબાવવાના પ્રજાના નિર્ણય વખતે, આખરે આગેવાનોએ જાહેર કર્યું કે, હડતાળ એ વેપારીઓનો પ્રશ્ન છે. એથી પ્રજામંડળને તેની સાથે કશી નિસ્બત નથી, પ્રજામંડળ વચ્ચે નહિ આવે. જાહેર સભાઓમાં અને શક્ય તેટલી બધી જગાએ, અને શક્ય તેટલી બધી રીતે, આ જાહેરાત કરવાનું આગેવાનો ચૂકયા નહિ. એક વખત, જાહેર સભામાં આનો વિરોધ થયો. એક ભાઇએ ઉઠીને પોકાર્યું કે, "જો હડતાળનો પ્રશ્ન એકલા વેપારીઓનો છે, અને પ્રજામંડળને તેની સાથે કશી

નિસ્બત નથી, તો પ્રજામંડળ છે કોનું, એ કહેશો?" આ ભાઈએ જ્યારે આમ પ્રશ્ન કર્યો, ત્યારે લોકોએ તેઓને તાળીયોથી વધાવ્યા, પણ આગેવાનો તેનો કશો જવાબ આપી શકયા નહિ.

આગેવાનોએ ભાણવડના પ્રસંગ વખતે પણ ઘણી નબળી નીતિ ગૃહણ કરી હતી. ગુંડાગીરીના આ બનાવે, આખા રાજ્યની પ્રજામાં ભારે હાહાકાર ફેલાવ્યો હતો. સારાયે રાજ્યમાં, તે દિને આપ મેળે સખ્ત વિરોધ હડતાળ પડી હતી. જામનગર શહેરમાં સૌથી વિશેષ ગરમી હતી. પ્રજાએ પ્રજામંડળ પાસે, રાજ્ય તપાસ કમીટી નીમવાનું વચન ન આપે ત્યાંસુધી, હડતાળ પાડવાનો આદેશ આપવાની માંગણી કરી. પણ, આગેવાનોએ એક પણ દિવસની હડતાળ નહિ પાડવાનો હુકમ આપ્યો. આગેવાનોના આ નબળા આદેશને પ્રજાએ ઠોકરે માર્યો અને તેમની મનાઈ છતાં, બે દિવસની સખ્ત હડતાળ પાડી.

આગેવાનો સભામાં અને બીજી ઘણી જગ્યાએ જાહેર કરતા હતા કે, પ્રજાની નાડ ઉપર હાથ રાખીને તેઓ કામ કરે છે. પ્રજાના જોર અને શક્તિથી તેઓ આગળ જઈ શકે નહિ. આ પ્રસંગ ઉપરથી સહુ કોઈ જોઈ શકશે કે, પ્રજાની નહિ, પણ આગેવાનોની જ નાડ ધીમી ગતિએ ચાલતી હતી.

અને આજ બનાવનાં વિરોધાર્થે મળેલી જાહેર સભામાં, પ્રજામંડળના પ્રમુખ શ્રી વીરચંદ પાનાચંદ શાહે

જાહેર કર્યું કે, હવેથી તેઓ પોતે એકલા જ પરિષદના પ્રચારાર્થે ગામડાંઓમાં જશે, અને હવેથી પોતે એકલા જ જાહેર સભાઓમાં ભાષણ કરશે.

સ્વયંસેવકોને ગામડાંઓમાં પ્રચારાર્થે મોકલવાનું આ દિવસથી બંધ થયું.

ગામડાંઓમાંનો પ્રચાર રાજ્ય અટકાવવા માગતું હતું. એટલે, રાજ્ય અવારનવાર આગેવાનોને બોલાવીને કહેતું કે "સ્વયંસેવકો બીનજવાબદારપણે બોલે છે અને વર્તે છે. જામસાહેબને પણ ગાળો દે છે. ગામડાંઓમાં તમારા જેવા જવાબદાર માણસો જ જાવ." ઉપરોક્ત જાહેરાતથી આગેવાનોએ આડકતરી રીતે રાજ્યની આ વાતને કબુલ રાખી. આગેવાનોને બધા કાર્યકર્તાઓમાં એકલા વિરચંદભાઈ જ જવાબદાર લાગ્યા! ૭૦૫ ગામડાંઓમાં એકલા વિરચંદભાઈ કઈ રીતે પ્રચારમાં પહોંચી શકે, અને તે પણ ગામડાંઓમાં રાજ્યનું આટલું આક્રમણ હોય ત્યારે, તે કોઈની બુદ્ધિમાં સમાઈ શકયું નહિ.

સ્વયંસેવકો બીનજવાબદારપણે બોલે છે અને વર્તે છે? આગેવાનોએ આની તપાસ કરી. રાજ્ય ખોટું સાબીત થયું. છતાં, આગેવાનોની નીતિ ફરી નહિ.

ગામડાંઓ ખાલી પડ્યાં. પરિણામે, રાજ્યનું આક્રમણ વધ્યું. છતાં, [illegible] દ્વારા આ આક્રમણ સામે મજબુત હાથે કામ લેવાને બદલે, હાથ પગ પકડીને

આગેવાનો બેસી રહ્યા. "રાજ્ય વફાદારી પત્રક ઉપર સહીઓ માગે છે અમારે શું કરવું ?" ખેડુતો પૂછે છે. "સહીઓ કરી દેવી." આગેવાનો ખેડુતોના પ્રશ્નનો આ જવાબ આપે છે. ખેડુતો હતાશ બને છે. સહીઓ કરી આપે છે. પરિણામે દમનનીતિ સફળ બનતાં રાજ્ય વધુ આક્રમણ તરફ વળે છે.

આગેવાનોએ આ પ્રશ્નમાં પણ, મજબુત હાથે કામ લેવાને બદલે, ખેડુતોમાં સામે ચાલીને પ્રત્યાઘાત વહોર્યો.

આ પછી કોઇએ ગામડાનાં દર્શન કર્યાં નહિ. ગામડાંઓમાં શું ચાલી રહ્યું છે તે સામે પણ કોઈએ જોવાની દરકાર કરી નહિ. પરિષદનો પ્રચાર કરવા એકલા વિરચંદભાઇ એક વખત પરિષદ પહેલાં બે મહિને પ્રદક્ષિણા કરી આવ્યા. પરિષદની બીજી વખતની તારીખો છાપાં અને પત્રિકાઓથી જાહેર કરવામાં આવી. પરિષદની સાથે ગ્રામ્ય પ્રજાને જાણે કેમ કંઈ લાગતું વળગતું નહોય તેમ, પરિષદનો સંદેશો ગામડાંઓમાં માણસો દ્વારા પહોંચાડવામાં આવ્યો જ નહિ.

અને પરિષદમાં ખેડૂતો કોઇ ન જાય એવી રાજ્યની તકેદારી છતાં, અને પ્રચારનો સંપૂર્ણ અભાવ છતાં, ખેડૂતો મોટી સંખ્યામાં પરિષદમાં ભાગ લેવા જામનગર આવ્યા.

આમ શહેર અને ગ્રામ્ય પ્રજાની અપૂર્વ જાગૃતિ છતાં, આગેવાનોની નબળી નીતિને કારણે રાજ્યનું આક્ર-

મણ વધતું ચાલ્યું અને પરિણામે રાજકીય જીવન દબાઈ જવા પામ્યું.

રાજ્યના દમનકારક પગલાં સામે એક પણ વિરોધનો સુર, આગેવાનો છેવટ સુધી નજ ઉઠાવી શકયા.

રાજ્યે પ્રથમ વાહન વહેવારનાં અટકાવનાં બ્હાના હેઠળ યુવક સંઘ અને પ્રજા પરિષદના આશ્રય નીચે આઝાદ અને રણજીત ચોકમાં મળતી જાહેર સભાઓ સામે પ્રતિબંધ ફરમાવ્યો.

થોડા વખત પછી ૨૦ મી એપ્રીલની ગુંડાગીરીનું બહાનું આગળ ધરી પ્રજા રક્ષણનો દંભ કરી જાહેર સરઘસો ઉપર રાજ્યે પ્રતિબંધ મૂકયો. પાછળથી આ હૂકમ આખા રાજ્યમાં લાગુ પાડયો.

પ્રજાના શહેરી સ્વાતંત્ર્યના હક્કો પરના રાજ્યના આ આક્રમણ સામે પણ આગેવાનોએ જરાયે વિરોધનો સૂર કાઢયો જ નહિ. યુવક સંઘના આશ્રય નીચે મળેલી પ્રજાની જાહેર સભાએ રાજ્યના આ આક્રમણને વખોડી કાઢયું અને પ્રજામંડળને તેની સામે યોગ્ય પગલાં લેવા વિનંતી કરી. પ્રજાની આ વિનંતી પછી પ્રજામંડળની કારોબારી સમિતિ થોડા જ દિવસે મળી, છતાં સમિતિએ પ્રજામતની અવગણના કરીને રાજ્યના આ હુકમો સામે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

શહેરી સ્વાતંત્ર્ય પરના રાજ્યના એક ત્રીજા આક્રમણ સામે પણ આગેવાનોએ મૌન સેવ્યું, અને આખરે પરિષદની ખુલ્લી બેઠકમાં રાજ્યના આ આક્રમણને વખોડી કાઢનારો ઠરાવ યુવકો તરફથી આવ્યો ત્યારે પણ, આગેવાનોએ તેનો વિરોધ કર્યો.

આ ઠરાવ શ્રી વજુભાઈ શુક્લ અને શ્રી ઇસ્માઈલ હીરાણીને રાજ્યે કરેલા હદપારીના હુકમના સંબંધમાં હતો. આની સામે વિરોધ નહિ કરવાનું આગેવાનોનું કારણ પણ ભારે વિચિત્ર હતું.

શ્રી વજુભાઈ અને ઇસ્માઈલ હીરાણીને રાષ્ટ્રીય સપ્તાહ દરમ્યાન યોજેલા રાજકીય વર્ગમાં ભાષણ કરવા યુવક સંઘે આમંત્રેલા. રાજ્યે તેઓની ઉપર ભાષણો નહિ કરવાની નોટીસ બજાવી અને તેઓને મેજીસ્ટ્રેટના હુકમ સિવાય પોલીસે હદપાર કર્યા.

ઉપરોક્ત બન્ને ભાઈઓને હદપાર કરતાં શહેરનું વાતાવરણ જરા ગરમ બન્યું. લોકોનો ઉશ્કેરાટ પણ વધ્યો અને વિરોધ તરીકે હડતાલ પાડવાની પ્રજામંડળ પાસે માંગણી કરી. આગેવાનોએ આ માંગણીનો અસ્વીકાર કર્યો.

બીજે દિવસે રાતના જાહેર સભા મળી. લોકોએ ઉપરોકત ભાઈઓને હદપાર કરવા માટે વિરોધનો ઠરાવ કરવાની માંગણી કરી.

આના જવાબમાં પરિષદના વરાયેલા પ્રમુખ શેઠ શ્રી વીઠલદાસ દામોદર ગોવિંદજીએ જે ખુલાસો કર્યો એથી સૌને આશ્ચર્ય થયું.

તેઓનો ખુલાસો એવો હતો કે, વજુભાઈ અને ઈસ્માઈલ ભાઈને પ્રજામંડળે નહિ, પણ યુવક સંઘે આમંત્ર્યા હતા. એથી પ્રજામંડળ તેનો વિરોધ કરી શકે નહિ. વધુમાં તેઓએ એવો પણ ખુલાસો કર્યો કે મહારાજા જામ સાહેબે જાહેર કર્યું છે કે, બહારની ડખલગીરી તેઓને પસંદ નથી, તો આપણે બહારનાને શા માટે આમંત્રવા જોઈએ ?

આ દલીલ બારે વિચિત્ર હતી. રાજ્ય ગમે તેટલાં ભેદ પાડતું હોય, છતાં પ્રજા એક બીજા વચ્ચે ભેદ કેમ પાડી શકે ? વળી આ પ્રશ્ન તો શહેરી સ્વાતંત્ર્યનો હતો. કોણે આમંત્ર્યા હતા એ આમાં કશું જોવાનું જ ક્યાં હતું ? પ્રજા સમસ્તનું પ્રતિનિધિત્વ ધરાવતા પ્રજામંડળે, જ્યારે કોઈ પણ શહેરીના પ્રાથમિક અધિકારો પર તરાપ પડતી હોય, ત્યારે તેણે તેનો શક્ય તેટલી બધી રીતે સામનો કરવાનો જ હોય. આગેવાનોએ જે આ ભેદભાવ પાડ્યો, તેથી પ્રજા બધી નિરાશ થઈ અને રાજના હાથ વધુ મજબુત બન્યા.

જ્યારે રાજ્યના આ પગલાંનો વિરોધ કરનારો ઠરાવ પરિષદની ખુલ્લી બેઠકમાં આવ્યો, ત્યારે આગેવાનોએ તેનો વિરોધ કર્યો, એટલું જ નહિ, પણ પ્રમુખ-

સ્થાનેથી શેઠ શ્રી વીઠલદાસે પોતાના માનની ખાતર પણ આ ઠરાવ ઉરાડી મુકવા લોકોને વિનંતી કરી.

આમ રાજ્યના આક્રમણ સામે મજબુત હાથે કામ લેવાને બદલે આગેવાનોએ કેટલી હદ સુધી નબળી નીતિ અખત્યારી કરી હતી તે આ ઉપરથી સમજવું ઘણું સહેલું થઈ પડશે.

આવી જ નબળી નીતિ આગેવાનોએ વેપારી ઉપરના રાજ્યના આક્રમણ વખતે પણ ગ્રહણ કરી.

૨૦ મી એપ્રીલની ગુંડાગીરી સામેની વેપારીઓની મક્કમ હડતાળથી રાજ્યને પ્રજા બળનો સાચો પરિચય થઈ ગયો હતો. ફરી વખત આવો પરિચય પ્રજા તરફથી ન થાય એમ રાજ્ય ઇચ્છતું હતું. રાજ્યે આ બળ તોડવાનાં દાવો નાખવા શરૂ કર્યા. રાજ્યની માલીકીની દુકાનોમાં બેસતાં કાપડનાં આઠ મોટા વેપારીઓને દુકાનો ખાલી કરવાની રાજ્યે નોટીસો આપી.

૨૦ મી એપ્રીલની હડતાળ એ પ્રજા સમસ્તનો પ્રશ્ન હતો. એટલે સ્વાભાવિક રીતે જ, આ પ્રશ્ન પ્રજામંડળે ઉપાડી લેવો જોઈતો હતો. પ્રજામંડળ આ પ્રશ્ન વેપારીઓનો ગણી તે સામે તદ્દન નિષ્ક્રીય રહ્યું. વેપારીઓ ભારે મક્કમ છતાં, પ્રજામંડળની નિષ્ક્રીયતાને પરિણામે રાજ્યની આગળ તેઓને નમતું મુકયા વગર ચાલ્યું નહિ. પરિણામે, પ્રજામાં ભારે પ્રત્યાઘાત અને નિરાશા ઉભા થવા પામ્યાં.

રાજ્યના આ આક્રમણકારક પગલાં સામે યુવક સંઘના આશ્રય નીચે મળેલી પ્રજાની જાહેર સભાએ વિરોધ પોકાર્યો અને પ્રજામંડળને આ પ્રશ્ન ઉપાડી લેવા વિનંતી કરી. છતાં પણ, કોઈ આગેવાન બેઠો થયો નહિ.

પરિષદ વખતે પણ આગેવાનોએ ખૂબ નબળી નીતિ ગૃહણ કરેલી.

પરિષદની ખુલ્લી બેઠકમાં પ્રથમ મહારાજા જામ-સાહેબ તરફ સંપૂર્ણ વફાદારી દાખવતો ઠરાવ રજુ કરી નબળી નીતિનું પ્રદર્શન કર્યું. ખરી રીતે તો આ ઠરાવ રજુ કરવાની જરૂર હતી જ નહિ. પરિષદે કોઈ દિવસ જામસાહેબ તરફ બેવફાઈ જાહેર કરી નહોતી. વળી પ્રજા-મંડળના ધ્યેયમાં "મહારાજા જામસાહેબની છત્ર છાયા નીચે પ્રજાને જવાબદાર હોય એવું તંત્ર સ્થાપવું" એમ સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું હતું. મહારાજા જામસાહેબ પ્રત્યે વફાદારી બતાવવાને આટલું પૂરતું હતું. આવા કોઈ ઠરાવની જરૂર જ નહોતી.

૨૦ મી એપ્રીલની ગુંડાગીરીના સંબંધમાં બન્ને પ્રમુખોએ પોતાના ભાષણોમાં ઉપર ટપકે ઉલ્લેખ કર્યો. એ ગુંડાગીરી જાણે કેમ એની મેળે જ બની હોય, અને પાછળ કેમ જાણે કોઈ સત્તાનું પીઠબળ જ ન હોય, અને રાજ્ય સત્તાએ જાણે કેમ એમાં કશો ભાગ ન ભજવ્યો હોય, તેમ તેનો ક્યાંય પણ ઉલ્લેખ કરવામાં આવ્યો નહિ. ભાણવડ, ધુતારપર, કાળાવડ અને બીજા

સ્થળોએ બનેલી ગુંડાગીરીનો આ પ્રમુખોએ ક્યાંય પણ ઉલ્લેખ કર્યો નહિ. ગામડામાં રાજ્ય તરફથી ચલાવવામાં આવતાં ભયંકર દમન સંબંધમાં આ ભાષણમાં એક પણ શબ્દ લખવામાં આવ્યો નહિ.

પ્રજાની ઉપર ચાલી રહેલી સતત આર્થિક ચૂસણ નીતિના સંબંધમાં આ પ્રમુખોને એક ઇસારો પણ કરવો વ્યાજબી લાગ્યો નહિ.

અને બીજા રાજસ્થાનોમાં ચાલી રહેલી પ્રજાકીય પ્રવૃત્તિ અને દમનનાં સંબંધમાં તો આ પ્રમુખો તદ્દન મૌન જ રહ્યા. રાજકોટમાં જવાબદાર રાજતંત્રની પ્રાપ્તી અર્થેની એ લડતો લડાઈ ગઈ હતી. ઉપવાસ પૂરો કરીને મહાત્મા ગાંધીજી હજી રાજકોટ જ બેઠા હતા. છતાં તેનો ક્યાંયે ઉલ્લેખ નહિ!

લીંબડીમાં ભયંકર ગુંડાગીરીની લીલા ખેલાઇ ગઈ હતી. પ્રજા હિજરતનો માર્ગ લઇ રહી હતી. છતાં, એ "પરાયા" લીંબડીને સંભારવાનો કોઈ પ્રમુખે "પરોપકાર" કર્યો નહિ!

થોડા મહિના પહેલાં જ અખીલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદની બેઠક લુધીયાણા મુકામે પંડિત જવાહરલાલના પ્રમુખપણા નીચે મળી ગઇ હતી. તમામ રાજસ્થાની પ્રજાને અનુરૂપ એવા કેટલાય ઠરાવો તેમાં કરવામાં આવ્યા હતા. પંડિત જવાહર-

લાલનું ભાષણ સર્વ રાજસ્થાની પ્રજાને દિશા સૂચન કરનારૂં હતું. આ ઠરાવો અને ભાષણોની જરાપણ યાદ નવાનગર રાજ્યની પ્રજાને એક પણ પ્રમુખે આપી નહિ!

રાજ્ય તરફથી પ્રજા પ્રત્યે ચલવવામાં આવતા દમન સંબંધમાં એમાંથી એક પણ પ્રમુખના ભાષણમાં હિંમતપૂર્વક કહેલો, એક પણ શબ્દ જડતો નથી!

જેમ ભાષણોમાં, આ સંબંધમાં કાંઈપણ ઉલ્લેખ કરવામાં ન આવ્યો, તેમ એવો એક પણ ઠરાવ લાવવામાં ન આવ્યો.

૨૦ મી એપ્રીલની અને બીજી ગુંડાગીરી પણ તદ્દન ભુલી જવામાં આવી. તેના સંબંધમાં કાંઈ જ ઠરાવ લાવવામાં આવ્યો નહિ. યુવકો તરફથી, વિષય વિચારીણી સમિતિમાં જ્યારે આ ઠરાવ લાવવામાં આવ્યો, ત્યારે તેને આવતી બેઠક ઉપર મુલ્તવી રખાયો.

૨૦ મી એપ્રીલની ગુંડાગીરીનો આશ્રય લઈ રાજ્યે ફરમાવેલી સરઘસ બંધી, અને વાહન વહેવારના અટકાવનાં બહાનાં હેઠળ આઝાદ અને રણજીત ચોકમાં મળતી યુવક સંઘ અને પ્રજા પરિષદની જાહેર સભાઓ સામેનો પ્રતિબંધ—શહેરી સ્વાતંત્ર્યના હક્કો સાચવવાને વરી ચુકેલી પરિષદે આ સંબંધમાં પણ તદ્દન મૌન જ સેવ્યું.

પ્રજામંડળના મંત્રી શ્રી. ગોકળદાસ સામે જામનગરના એક ફોટોગ્રાફર શ્રી. પંચાણભાઈએ, શ્રી. ગોકળદાસે ભાષણ દરમ્યાન પોતાની જાહેર બદનક્ષી કર્યાનું કહી ન્યાયની અદાલતમાં કેસ કર્યો. આ કેસ થતાં પ્રજામત વધુ ઉગ્ર બન્યો. કેસ મજબુત પણે લડી લેવા માટે લોકોનું દબાણ થયું. પ્રજા મંડળની કાર્યવાહીએ બજેટ મંજુર કરી કેસ લડવાની પરવાનગી આપી. રાજકોટના મશહુર ધારાશાસ્ત્રીઓ શ્રી. પોપટલાલ ચુડગર, શ્રી. રામજીભાઈ દોશી અને શ્રી. ચીમનલાલ નાગરદાસ શાહે કેસ લડવા માટે તૈયારી બતાવી. ત્રણ ધારાશાસ્ત્રીઓનાં પ્રજામંડળનાં બોર્ડ ઉપર નામ લખાયા. લોકોની આતુરતા વધતી ચાલી.

એક બાજુ જ્યારે બોર્ડ ઉપર આ નામ લખાતા હતા, ત્યારે બીજી બાજુ શ્રી. ગોકળદાસ ફરિયાદ પક્ષના ધારાશાસ્ત્રી શ્રી. ડી. એન. વકિલ સાથે પ્રજામંડળની ઓફીસમાં વાટાઘાટ ચલાવી રહ્યા હતા.

સહુનાં આશ્ચર્ય વચ્ચે શ્રી. ગોકળદાસે જાહેર સભામાં દીલગીરી–માફીના રૂપમાં–જાહેર કરી ને કેસ પાછો ખેંચાયો.

લોકોમાં આથી નિરાશાનું મોટું મોજું ફરી વળ્યું. આથી, રાજ્યને તેના એક દાવમાં ભારે સફળતા મળી.

પહેલેથી છેલ્લે સુધી તપાસીએ તો આગેવાનોની એક જ નીતિ માલુમ પડશે—રાજયનાં આક્રમણ સામે પીછેહઠ!

નબળી નીતિની સાથે સાથ આગેવાનોએ એક બીજું પણ આત્મઘાતક પગલું ભર્યું. જેને લઈને પણ પ્રજાકીય જીવનને જબ્બર ફટકો પડયો.

યુવક સંઘ ઉભો થયો ત્યારથી જ જાહેર થતું આવ્યું હતું કે, યુવક સંઘ એક સ્વતંત્ર છતાં પરિષદનું પૂરક મંડળ છે. એમ છતાં, પરિષદની સ્વાગત કાર્યવાહક સમિતિએ પરિષદથી યુવક સંઘ તદ્દન સ્વતંત્ર છે, પરિષદની સાથે તેને કશી નિસ્બત નથી એવી અકારણ અને બીનજરૂરી જાહેરાત કરી.

આ જાહેરાત કરીને આગેવાનોએ કાર્યકરોની એક સંયુકત હરોળ તોડવાનો દોષ વહોર્યો.

સંયુકત હરોળ તોડવાનું બીજું પગલું શ્રી. રૂપજી સામે શીસ્ત ભંગનાં પગલાં લઈને તેમને પરિષદના મંત્રી પદેથી અને સમિતિના સભ્યપદેથી દૂર કરીને ભરવામાં આવ્યું. જો કે, જે સમિતિએ શીસ્ત ભંગના નામે શ્રી. રૂપજીને દૂર હડસેલ્યા, તેને પોતાને જ આવું પગલું ભરવાની કશી સત્તા ન હતી.

આ પગલાં પાછળનો ટુંક ઈતિહાસ આંહી અસ્થાને નહિ ગણાય. જે સભામાં શ્રી વજુભાઈ શુકલ અને શ્રી. ઇસ્માઈલ હીરાણીને હદપાર કરવાના રાજ્યના હુકમો સામે વિરોધ કરવાની વાત થઈ હતી, તે સભામાં એને અંગે પાછળ જરા ધાંધલ થયેલું.

આ ધાંધલ થવાનું કારણ એવું હતું કે, શેઠ શ્રી. વિઠ્ઠલદાસના ખુલાસાનો જવાબ શ્રી. રૂપજીએ સભા સમક્ષ

દેવાની પ્રમુખ પાસે માંગણી કરી. પ્રમુખ શ્રી. વીરચંદ પાનાચંદ શાહે શ્રી. રૂપજીને એમ કહીને બોલવા દેવાની ના કહી કે, મહાત્માજીની આજ્ઞાનુસાર જવાબદાર હોય એવા બે જ માણસો સિવાય તેઓ કોઈને બોલવા દેવા માંગતા નથી. આમ ભાઈ રૂપજી સામે બિનજવાબદારપણાનો આડકતરો આક્ષેપ હોવાથી, તે સામે તેઓએ ખુલાસો કર્યો કે તેઓ ભાષણ કરવા નથી માગતા, પણ કેવળ, શેઠ શ્રી વીઠલદાસ તરફથી પ્રજામાં ગેરસમજણ ફેલાય એવી જે હકીકત કહેવામાં આવી છે, તેનો ખુલાસો કરવા ઈચ્છે છે. વધુમાં રૂપજીએ એમ જણાવ્યું કે, ભાઈ ગોકળદાસને જવાબદાર ગણીને અને તેની ઉપર વિશ્વાસ મુકીને, જેમ પ્રજાએ તેને મંત્રી તરીકે ચુંટયા છે, તેમ તેઓને પણ જવાબદાર ગણીને અને વિશ્વાસ મુકીને પ્રજાએ મંત્રી તરીકે ચુંટયા છે. જો શ્રી ગોકળદાસને બોલવાની છુટ હોય તો તેઓને પણ મળવી જોઈએ.

આમ, ભાઈ રૂપજી અને પ્રમુખ શ્રી વીરચંદ ભાઈ વચ્ચે વાતચીત ચાલતી હતી, ત્યાં પરિષદના બીજા એક કાર્યકર ભાઈ મગનલાલ જોશીએ મંચ ઉપર આવીને પ્રમુખશ્રીની પરવાનગી વગર સભા બરખાસ્ત થયેલી જાહેર કરી.

આથી લોકો એકદમ ઉભા થઈ ગયા અને મંચ ઉપર ધસારો થયો.

ઉપરોક્ત બનાવ અને ધાંધલને અંગે શ્રી રૂપજીને જવાબદાર ગણી, અને તેઓના વલણને પ્રમુખ તરફના અસભ્ય વર્તન તરીકે જણાવીને તેઓની સામે શીસ્તભંગના પગલાં ભરી તેઓને સમિતિના મંત્રીપદ અને સભ્યપદ માટે નાલાયક ઠરાવ્યા.

આગેવાનોના આ પગલાંને પરિણામે કાર્યકરો વચ્ચેની આજસુધી જળવાઈ રહેલી અખંડ હરોળ લગભગ તૂટી જવા પામી. આ બનાવ પછી લગભગ બધા જ ઉત્સાહી યુવક કાર્યકરો પરિષદના ઢીલાપોચા અને વિનિત આગેવાનોને મન અસ્પૃશ્ય થઇ પડયા.

રાજ્યને આ જોઇતું હતું અને મળી ગયું. પ્રજા મંડળના હાથ પગ સમા એક મજબુત યુવક જુથને આગેવાનોએ જુદું પાડયું. રાજ્યને આ બન્ને જુદાં પડેલાં બળોને કચરી નાખવાનું સાચું સહેલું લાગ્યું. પરિણામે રાજ્યે દમનનો દોર બમણા વેગથી ચાલુ કર્યો.

યુવક સંઘ પહેલેથી સંયુક્ત હરોળની માંગણી કરતો હતો. તેને દુર કરવા છતાં તે પરિષદ માટે કામ કરીને સંયુક્ત હરોળ જાળવી રાખવા મથતો હતો. પરિષદમાં તેણે પોતાનો અપૂર્વ હીસ્સો આપ્યો હતો. સરઘસ બંધી અંગેનો હુકમ, જામજોધપુરની ગુંડાગીરી અને વેપારીઓ સામેના આક્રમણ વખતે પણ, યુવક સંઘે આગેવાનોને સંયુક્ત હરોળ રચવા ચેતાવ્યા. પ્રજાએ પણ જાહેર સભાઓ દ્વારા આવી હરોળ રચવા માટે બન્ને બળોને આગ્રહ

કર્યો અને યુવક સંઘે તેના હસ્ત લેખિત દિવાલપત્ર "ઇન્કિલાબ" માં અગ્રલેખ લખી આગેવાનોને ચેતાવ્યા કે, જો સંયુક્ત હરોળ નહિ રચવામાં આવે તો, રાજ્યનું વધતું જતું આક્રમણ બન્ને બળોને દાબી દેશે, પરિણામે રાજ્ય આખામાંથી પ્રજાકીય જીવન સદાને માટે નાબુદ થઈ જશે. મુંબઈ બેઠેલાં પ્રજામંડળના પ્રમુખ શેઠ શ્રી વીઠલદાસ અને ઉપપ્રમુખ શ્રી વીરચંદ પાનાચંદ શાહને, યુવક સંઘે પત્રો દ્વારા સંયુક્ત રીતે કામ કરવાની વિનતિ કરી. છતાં, એ વિનંતીનો છેવટ સુધી સ્વીકાર ન જ થયો.

અને આ સંયુક્ત હરોળ તુટવાનું અને આગેવાનોની નબળી નીતિનું પરિણામ, આખરે, યુવકોની ઉપર ગુંડાગીરીમાં અને આગેવાનોને માટે પ્રજામંડળના મંત્રી શ્રી ગોકળદાસની માફીમાં પરિણમ્યું.

રાજ્યનું આક્રમણ વધતું જતું હતું. આગેવાનોની નિષ્ક્રીયતાને પરિણામે રાજકીય જીવન છેલ્લાં ડચકાં લઇ રહ્યું હતું. આ ડચકાં લેતાં રાજકીય જીવનને બચાવવાનો પ્રયત્ન કરવાને બદલે, પ્રમુખ શેઠ શ્રી વીઠલદાસે તેને ગળે ટુંપો દઇને કાયમને માટે પૂરૂં કર્યું. કાર્યવાહક સમિતિ કે મહાસમિતિની પરવાનગી મેળવ્યા વગર તેઓએ પ્રજામંડળની પ્રવૃતિ સદંતર બંધ કરવાની શરણાગતભરી જાહેરાત કરતું એક નિવેદન મુંબઇમાં બેઠાં બેઠાં પ્રગટ કર્યું.

(પરિશિષ્ટ નં. ૪)

આગેવાનોએ આમ નબળી નીતિ અખત્યાર કરવાને બદલે, રાજ્યના આક્રમણ સામે જો મજબુત હાથે કામ લીધું હોત તો, પ્રજાકીય જીવન આજે જે કરૂણ દશામાં આવી પડ્યું છે તે કરૂણતા અટકાવી શકાઇ હોત.

તાકાત નહોતી રાજ્યની–પ્રજાના એ જાગૃતિ જુવાળ સામે ઉભા રહેવાની, કે એક આંગળી પણ ઉંચી કરવાની ! એક જ, મર્દાનગીભર્યો પડકાર જો આગેવાનોએ કર્યો હોત, તો રાજ્યના એ બધા દમનના હથીયારો હેઠા પડત. પ્રજામાં આટલાં જાગૃતિ અને સંગઠ્ઠન હતાં.

આ સંબંધમાં કચ્છનો કિસ્સો ખૂબ સૂચક છે.

પ્રજાકીય જુવાળને કચડી મારવા રાજ્યે જ્યારે એક વખત દમન અને ગુંડાગીરીની શરૂઆત કરી, ત્યારે કચ્છની પ્રજાને તેનો સામનો કરવા પરિષદના પ્રમુખ બિરાદર મહેરઅલીએ પડકાર કર્યો. પ્રજા બેઠી થઇ, અને રાજ્યનાં દમનના બધા શસ્ત્રો માનકુવાની પ્રતિબંધિત સભામાં બુંઠા બની ગયાં. તે પછી હથીયારો ફરી ઉપાડવાની રાજ્યે કદી હિંમત કરી નથી !

પણ, નવાનગર રાજ્યની પ્રજાના કમભાગ્યે, આગેવાનોએ આવો કોઈ પડકાર કરવાને બદલે પ્રજાના અપૂર્વ જાગૃતિ અને જુવાળને કચડી મારવાનાં ગુન્હાહિત કાર્યમાં, આમ આડકતરી ભાગીદારી નોંધાવી.

## ૧૨

# જામજોધપુર અને જામનગર

સામાન્ય રીતે પરિષદોની પૂર્ણાહુતિ પછી તુરત જ કાર્યવાહક સમિતિની બેઠક મળે છે, અને પરિષદમાં પસાર થયેલા કાર્યક્રમ અને ઠરાવોને અમલી સ્વરૂપ આપવાને માટે કોઇ ચોકસ યોજના ઘડી કાઢવામાં આવે છે. આમ થાય તો જ પરિષદ ભરાયાનો કાંઈ અર્થ સરે છે.

અમારે ત્યાં એવું કાંઈ થયું નહિ. પરિષદ પૂરી થઈ અને બધા આગેવાનો વિખેરાઇ ગયા. કાર્યવાહક સમિતિની બેઠક મેળવીને પરિષદમાં પસાર થયેલા કાર્યક્રમ કે ઠરાવનો અમલ કરવાને માટે કોઈ ચોકસ યોજના ઘડવામાં આવી નહિ. તાલુકા અને મહાલના કાર્યકરો સૌ સૌને સ્થળે ઉપડી ગયા. પ્રમુખ શેઠ શ્રી વિઠલદાસ, ઉપપ્રમુખ શ્રી વિરચંદભાઈ, સ્વા. ઉપપ્રમુખ શ્રી રતનશી ચાંપશી અને ખજાનચી શ્રી મગનલાલ શેઠ મુંબઇ ઉપડી ગયા.

જાણે કે પરિષદ ભરી એમાં જ પ્રજાકીય કાર્યની પૂર્ણાહુતિ થઈ ગઈ.

આવી કોઇ ચોકસ યોજનાને અભાવે પ્રજામંડળ તદ્દન નિષ્ક્રીય બની ગયું. પ્રવૃત્તિં તદ્દન બંધ પડી.

બીજી તરફથી આનો લાભ રાજ્યે ઝપાટાબંધ લેવો શરૂ કર્યો, ગુંડાગીરીને પુરજોશમાં વે'તી મુકી. રાજ્યે હવે રાજ્ય આખામાંથી પ્રજાકીય પ્રવૃત્તિના જડમુળ ઉખેડી નાખવાનું નક્કી કર્યું.

અને આ કચડી મારવાનું કામ મહારાજા જામસાહેબે રેવન્યુ ખાતાને સંપૂર્ણ સત્તા સાથે સુપ્રત કર્યું.

રેવન્યુ ખાતાનાં આ કામમાં મદદ કરવા અને તેમના હુકમો ઉઠાવવા તાલુકા અને મહાલના પોલીસ અમલદારોને બાલાચડી ખાતે રૂબરૂ બોલાવીને મહારાજા જામ સાહેબે આજ્ઞા કરી. આમ ચક્રો ગતિમાન કરી વળતે જ દિવસે તેઓ નામદાર મુંબઈ તા. ૧૨ જુનની નરેન્દ્ર મંડળની બેઠકમાં હાજરી આપવા ચાલ્યા ગયા.

અને જ્યારે તેઓ નામદાર નરેન્દ્ર મંડળની બેઠકમાં ઠાવકું એવું, નવા યુગને ઓળખવાનું ભાષણ કરી રહ્યા હતા ત્યારે, તેઓના રાજ્યમાં, તેઓ નામદારના જ હુકમથી ખુલ્લી રીતે ભયંકર ગુંડાગીરી ચાલી રહી હતી.

રેવન્યુ અને પોલીસ ખાતાએ આ મળેલી સત્તાનો પ્રથમ અખતરો જામજોધપુર ઉપર અજમાવ્યો. કારણ કે, તેઓની દૃષ્ટિએ જામજોધપુર વધારે "ફાટ" ભોગવતું હતું.

પરિષદની પૂર્ણાહુતિ પછી બીજે દિવસે પ્રજામંડળના પ્રમુખ શેઠ શ્રી વીઠલદાસે જ્યારે જામજોધપુરની મુલાકાત લીધી હતી, ત્યારે, આ ગામે તેઓનું ભારે ભાવભીનું સ્વાગત કરેલું. ૩૧ બળદનાં શણગારેલા ગાડામાં તેઓનું સરઘસ કાઢેલું અને આસપાસનાં ગામડાઓમાંથી હજારો લોકો તેઓને સાંભળવા એકઠા થયેલા.

રાજ્યની આંખમાં આ ભારે ખુંચેલું. એટલે પ્રથમ આ ગામને "સીધું" કરી નાખવાનું જાણે કેમ નક્કી કરી રાખ્યું હોય તેમ, મહારાજા જામસાહેબની સંપૂર્ણ સત્તા મળતાં તુરત જ અહિં ગુંડાગીરી અજમાવવામાં આવી.

વહેલી સવારના સમયે તાલુકા પ્રજામંડળના પ્રમુખ શ્રી પરશોતમ જાદવજી જંગલ જવા નીકળે છે. રસ્તામાં કેટલાક બીન ડ્રેસી પોલીસો તેઓને લાઠીઓ વતી ટીપે છે. વાંસા ઉપર, પગ ઉપર, હાથ અને કમર ઉપર લાઠીઓનાં ફટકાઓ મારી તેઓને સખ્ત ઘાયલ કરવામાં આવે છે.

સૂર્ય ચડતો જાય છે અને ગુંડાઓ લાઠીઓ સાથે બજારમાં ફરવું શરૂ કરે છે.

બ્હાર નીકળતાં માણુસોનાં માથાં ઉપર ધોળી ટોપી દેખી કે ગુંડાઓ ઝુંટવવા માંડે છે. પરિષદના કાર્યકરોની ધોળી ટોપી ઝુંટવે છે અને લાઠીઓ વતી ગુંડાઓ તેને ફટકારે છે.

સ્થાનિક યુવક સંઘના ઉત્સાહી મંત્રી શ્રી. મણીલાલ શંકર ધોળી ટોપી પહેરીને ચાલ્યા આવે છે, સામેથી ગુંડાઓ તેમને દેખે છે, દોડીને ટીપવા માંડે છે. મણી-લાલને સખ્ત રીતે ઘાયલ કરી પથારી વશ બનાવે છે. મણીલાલ ઉપરનો આ ત્રીજો હુમલો હતો.

ગુંડાઓ વધારે ઝનુની બનીને બજારોમાં ફરવા માંડે છે.

દુકાનોમાં બેઠેલા અને સામે મળતા માણુસોનાં માથાં ઉપરથી ધોળી ટોપીઓ ઝુંટવી લે છે. પરિષદના કાર્યકરોની શોધ ખોળ ચલાવે છે, અને વીણી વીણીને ટીપવા માંડે છે. આમ આઠથી દશ માણુસોને લાઠીઓ વતી ઓછી વધતી ઈજાઓ કરે છે.

જોત જોતામાં ધોળી ટોપીઓનું ગામ આખામાંથી નામ નિશાન નાબુદ થાય છે, અને ગામમાં જબરૂ ભયનું વાતાવરણ ઉભું કરવામાં આવે છે.

ગામનું પતાવી ગુંડાઓ સીમમાં પહોંચે છે. ખેડુતો ઉપર ગુંડાગીરીના અખતરાઓ અજમાવવા માંડે છે. “ પરિષદ જોઈએ છે કેમ ? ” એમ બોલતાં બોલતાં

ખેડુતોને ફટકારવા માંડે છે, ખેડુતોનાં ખીસાં તપાસે છે અને પૈસા ઉપાડી જવામાં આવે છે. લુંટારાનો એક વધુ સ્વાંગ, પ્રજાના રક્ષણાર્થે રખાયેલા આ પોલીસો ધારણ કરે છે.

પ્રજાની રગે રગે ભય પેસાડી દેવાનો સત્તાવાળાઓનો મક્કમ નિર્ણય હતો. આઠ દિવસ સુધી, સતત આમ હાથમાં ડાંગો લઈને ગુંડાઓ જામ જોધપુરમાં ફર્યા, અને પ્રજામાં ભયંકર ધાક બેસારી.

× × ×

પરિષદ પછી પ્રજામંડળ લગભગ નિષ્ક્રીય હતું, ત્યારે યુવક સંઘ વધારે સક્રિય બનતું જતું હતું. જામનગર શહેર પૂરતી તો તેણે પ્રવૃત્તિ ચાલુ રાખી હતી અને થોડી વધારી પણ હતી.

એટલે પ્રજામંડળની નિષ્ક્રીયતાનો લાભ લઈને રાજ્યે યુવક સંઘને કચડી નાખવા નિરધાર કર્યો. યુવક સંઘના મુખ્ય કાર્યકરોને ટીપવાનું શરૂ થયું.

સાંજના સમયે યુવક સંઘના એક આગેવાન કાર્યકર સમજીને સ્થાનિક પોસ્ટ માસ્તરના દીકરાને નાગનાથનાં નાકા આગળ, ગુંડાઓએ લાઠીઓથી ટીપ્યા. આખું પડખું ફાડી નાખ્યું, અને વાંસામાં પણ ખૂબ મુંઢ માર મારવામાં આવ્યો. તરત જ તેમને હોસ્પીટલમાં સારવાર માટે ખસેડવામાં આવ્યા, જ્યાં તેઓને ઘણા દિવસ સુધી સારવાર માટે રહેવું પડ્યું.

આને બીજે જ દિવસે રાતનાં, યુવક સંઘના મંત્રી શ્રી. રૂપજીને રતનબાઈ મસ્જીદ આગળ ગુંડાગીરીના ભોગ બનવું પડ્યું. શ્રી. રૂપજી તેમના બે મિત્રો સાથે રતનબાઈ મસ્જીદ આગળથી પસાર થતા હતા એ વખતે ઓચિંતાનાં તેમની ઉપર લાઠીઓથી ગુંડા તૂટી પડ્યા. વાંસામાં ૪–૫ ફટકાઓ લગાવી ગુંડાઓ નાસી છુટ્યા.

આ બનાવ બન્યાને હજી તો એક અઠવાડિયું પણ નહિ થયું હોય, ત્યાં, યુવક સંઘના જોડીયા મંત્રી શ્રી. કેશવલાલ કુંડલીયા ગુંડાઓને સપાટે ચડ્યા.

યુવક સંઘના આશ્રય નીચે ચાલતી પ્રૌઢ શિક્ષણ રાત્રિશાળાએથી રાતના દશ વાગે શ્રી. કુંડલીયા સાયકલ ઉપર પાછા ફરતા હતા. એ વખતે, પોલીસ ચોકી પાસે સામેથી કેટલાક ગુંડાઓએ શ્રી. કુંડલીયાને છાતી ઉપર લાઠીનો ફટકો મારી નીચે પછાડ્યા. સાયકલ ઉપરથી નીચે પછાડ્યા પછી પણ, પગ અને વાંસામાં ઉપરા ઉપરી ચાર પાંચ ફટકાઓ ગુંડાઓએ લગાવી દીધા. સાયકલને લાઠીઓ વતી તોડી નાખવામાં આવી. લાઠીઓનાં ફટકા પડવાને પરિણામે, શ્રી. કુંડલીયાની છાતી અને વાંસો સોજી આવ્યા અને પગમાંથી લોહી વહેવા માંડ્યું.

## ૧૩

# કૃત્રિમ ભય

ઉપરોક્ત બનાવો બન્યા તે પહેલાં રાજ્યે પ્રજામાં ધાક બેસાડવા માટે શહેરમાં એક જબરૂ ભયનું વાતાવરણ ઉભું કરી દીધું હતું. વેપારીઓને રાજ્યની માલીકીની દુકાનો ખાલી કરવાની નોટીસો મળવાને અંગે, અને તે સંબંધમાં પ્રજા મંડળ તદ્દન મૌન અને નિષ્ક્રીય રહેવાને પરિણામે વેપારીઓમાં પ્રત્યાઘાત આવવો શરૂ થઈ ગયો હતો.

બીજી બાજુ, એક યા બીજા નામે, પ્રજાને રંજાડવાનું સત્તાવાળાઓએ શરૂ કર્યું હતું. સાયકલ ઉપર જતાં કોઈને પણ એક યા બીજા બ્હાને રોકીને પોલીસે સાયકલો ઝુંટવવી શરૂ કરી.

હવે એક બાલીશ છતાં ભયંકર શકયતાઓથી ભરેલી એવી રોમાંચક ડીટેકટીવ નવલકથા જેવી લાગતી એક હકીકત ઉપર આવીએ.

યુવક સંઘ તરફથી પ્રગટ થતાં હસ્ત લેખિત દિવાલ પત્ર "ઇન્કિલાબ" ને લાકડાના એક પાટીયાં ઉપર લગાડીને કડીયા વાડમાં મુકવામાં આવ્યું હતું. આ પાટીયાને પોલીસ ઉઠાવી ગઈ. તેની તપાસ અર્થે શ્રી કેશવલાલ કુંડલીયા પોલીસ સ્ટેશને ગયા. પહેરો ભરતો પોલીસ સાયકલ દોરીને આવતા શ્રી કુંડલીયા સામે ઇરાદાપૂર્વક ભટકાણો, અને પોતાની પાઘડી નીચે નાખી દઈ શ્રી કુંડલીયાને ગાલ ઉપર એક તમાચો લગાવી દીધો, અને પોતાને શ્રી કુંડ-લીયાએ માર માર્યાની ઉપરી અધીકારી પાસે ફરિયાદ કરી. ઉપરી અધીકારી સમક્ષ શ્રી કુંડલીયાએ બધી હકીકત કહી ખુલાસો કર્યો. જવાબમાં ઉપરી અધીકારીએ બત્તી નહિ હોવા માટે સાયકલ મુકી જઈ વળતે દિવસે આવવા જણાવ્યું.

પ્રજા પરિષદની પ્રવૃત્તિમાં સક્રિય સાથ આપનાર એક ભાઇ છગનલાલ પટેલ સાયકલ ઉપર નાટકશાળા તરફ જતાં હતાં. નાટકશાળા પાસે વાહનોને લાઇન આપતી પોલીસે તેમને રોકયા. કેટલાક તોછડાઈ ભર્યા પ્રશ્નો પૂછ્યા. બન્ને વચ્ચે કાંઇક ગરમા ગરમ ચર્ચા થઈ. પોલીસ છગનલાલને પકડી પોલીસ અમલદાર પાસે લઈ ગયો. અમલદાર આગળ પોલીસે પોતાને છગનલાલે માર મારીને કોટ ફાડી નાખ્યાની ફરિયાદ કરી. અમલદારે છગનલાલની રીતસરની ધરપકડ કરી.

બે અઢી કલાક થઈ હશે. ત્યાં, ગામ આખામાં પોલીસે દોડા દોડ કરી મૂકી. એક લત્તામાંથી બીજા અને

બીજામાંથી ત્રીજા લત્તામાં, પોલીસ અમલદારો સાયકલ ઉપર દોડા દોડી કરવા લાગ્યા. એકથી બીજી અને બીજીથી ત્રીજી ઓફીસે પોલીસ અમલદારો જવા અને નીકળવા માંડયા.

બીજી એએક કલાક થઈ હશે. ત્યાં, યુવક સંઘના કાર્યકરોને પોલીસ અમલદારનાં તેડાં થયાં. શ્રી રૂપજી અને દેવજી અમરશીને જીવા સેતાને ડેલે બોલાવીને કાંઇ પણ કહ્યા વગર પાછા વિદાય કરવામાં આવ્યા.

ગામમાં વાત ચાલી; સત્તર વોરન્ટ નીકળ્યા છે. કોઈ કહે એકવીશ વોરન્ટ તૈયાર છે અને આજ રાતનાં ધરપકડો થવાની છે. ત્રીજી વાત થવા લાગી; આઠ વોરન્ટો નીકળી ચૂકયા છે પણ દિવાન સાહેબની હજી સહી નથી થઈ. ચોથો ગપ ગોળો વળી જુદી જ જાતનો નીકળ્યો; યુવક સંઘને ગેરકાયદેસર ઠરાવવાનાં છે અને સોળ જણાની ધરપકડ થવાની છે.

આ ગપ ગોળો ઝપાટા બંધ શહેરમાં ફેલાઈ ગયો. લોકોમાં અવનવા ખ્યાલો આવવા લાગ્યા. કંઈક થવાનું છે, લોકોની આ માન્યતા, યુવક કાર્યકરોને પોલીસ સ્ટેશનનાં તેડાં પછી વધુ દૃઢ બની.

૨૦ મી એપ્રીલની ભયંકર ગુંડાગીરી જેવા પ્રસંગે, અપૂર્વ જાગૃતિ અને મક્કમતા બતાવનાર પ્રજા, આજ ભયગ્રસ્ત બની.

અને પછી તો, આવું એક પછી એક ભયનું મોજું પ્રજાનાં મગજ ઉપર અથડાવા લાગ્યું.

"પકડાયેલા છગનલાલને પોલીસે મનાવવા માટે માર માર્યો છે."

આ વાત હજી શહેરમાં પૂરી ફેલાઇ ન ફેલાઈ ત્યાં નવી વાત વે'તી મુકાણી.

"પોલીસ યુવક સંઘના કાર્યકરોને ત્રાસવાદની ટોળીનાં સભ્યો હોવાનો અને રાજ્યના મોટા અમલદારોનાં ખૂનો કરવાનો પ્રયત્ન કરતા હોવાનો આરોપ મુકીને, ધરપકડ કરવાની છે. છગનને આ માટે માર મારીને પોલીસ કબુલ કરાવવા મથે છે. અને આ ટોળીના આગેવાનો તરીકે રૂપજી અને કેશવલાલનાં નામો આપવાનું કહે છે. પણ છગનલાલ આવી કોઈ વાત હોવાનો ઈન્કાર કરે છે. રૂપજી અને દેવજીને આ માટે જ, જીવા સેતાને ડેલે બોલાવ્યા હતા."

છગનલાલને માર? ત્રાસવાદની ટોળી? અમલદારોનાં ખૂનો?

આ વાતે પ્રજાને વધારે ભયભીત બનાવી. રાજ્ય કેટલે સુધી પ્રજામાં ત્રાસ ફેલાવવા માગે છે? કાર્યકરોને આ માટે પકડશે? તો પછી, પ્રજાની માથે વર લેવાનું રાજ્ય કેમ ચૂકશે? રાજ્ય દઇ જતનાં

જુલ્મો ગુજારશે ? આ અને આવી જાતના ખ્યાલો બાંધી પ્રજા વધુ અને વધુ ભય પામતી ગઈ.

ત્યાં એક નવા ગપાટાયે હસ્તી ધારણ કરી.

“ જે વેપારીઓને રાજયે દુકાનો ખાલી કરવાની નોટીસો આપી છે, તે વેપારીઓ માફી લખી આપે પછી એકે એક દુકાનોવાળા પાસેથી હડતાળ પાડવા માટે માફી પત્રો ઉપર સહીઓ કરાવવાનાં છે. ”

આમ આ ભયભીત બનેલા વાતાવરણને પોસ્ટ માસ્તરના દીકરા અને રૂપજી ઉપરની ગુંડાગીરીએ વધુ ઘેરૂં બનાવ્યું.

છગનલાલને જામીન ઉપર છોડી, ફરજ બજાવતાં પોલીસને માર મારવાનો આરોપ મુકી, તેના ઉપર કેસ કરવામાં આવ્યો, અને પાછળથી માર મારવાની કબુલાત અને માફી લખાવી લઈ તેને છોડી મૂકવામાં આવ્યો.

કેવો વિરોધાભાસ ! જો સાચે જ, છગનલાલે પોલીસને માર માર્યો હોત તો, રાજ્ય તેને જેલની સજા ફટકાર્યા વગર રહેત ! માફી લખી આપે તો, પોલીસને માર મારવા માટે પણ રાજ્યને કશો વાંધો નહતો ? આવું મોટું દીલ રાજયને એકાએક કયાંથી સાંપડયું હશે, એ નવાનગર રાજ્યની પ્રજાને મન હજી એક અણઉકેલ જ કોયડો રહ્યો છે !

ત્રાસવાદની ટોળી, અમલદારોના ખૂનોની યોજના, રૂપજી અને કુંડળીયા તેના આગેવાનો હોવાની વાત; આ વગેરે બાબતમાં છગનલાલ પાસેથી કબુલાત લખાવી લેવાના પોલીસે પ્રયત્નો કરેલા. પણ, આવી કોઈ વાત હોવાનો છગનલાલે છેવટ સુધી ઇન્કાર કરેલો.

આવો કાવતરા કેસ ઉભો કરવાને માટે રાજ્યની પોલીસે બીજી દિશામાં પણ પ્રયત્ન કર્યો. યુવક સંઘની જે જે લત્તાઓમાં રાતના સમયે ગુપ્ત મીટીંગો મળતી હતી, તે તે લત્તાઓમાં જઈને રાજ્યની પોલીસોએ અનેક તપાસ કરી. ખોટા કાગળીયાં અને જુબાનીયો મેળવવાનો પોલીસે પ્રયત્ન કરી જોયો. પણ, આ બધા પ્રયત્નો છેવટે નિષ્ફળ જ નિવડયા. જે વસ્તુ મૂળે ન હોય તેના "પૂરાવાઓ" જામનગરની જુલમી પોલીસ પણ કયાંથી મેળવી શકે?

અમલદારોના ખૂનના કાવત્રાની આ બધી કપોળ કલ્પિત વાતો અને દોડા દોડી પાછળ પ્રજાને ભયભિત બનાવી પ્રજા સેવકોથી વિમૂખ બનાવવાનો હેતુ છુપાયલો હતો. સાથોસાથ પ્રજાસેવકોને માટે પણ એમાં ગર્ભિત ચેતવણી સમાયલી હતી કે, રાજ્ય ધારે તો કેટલી હદ સુધી જઈ શકે અને કેવા ભયંકર ષડયંત્રો ઉભા કરી પ્રજા સેવકોને કાવત્રાના નામે સળીઆ પાછળ ધકકેલી દઈ શકે. ખરે-ખર, મધ્યકાલીન રજવાડાંઓમાં શું શકય નથી!

## ૧૪

# મધ્યકાલીન કીમિયા

મહારાજા જામ સાહેબ તરફથી સંપૂર્ણ સત્તાની બક્ષીશ મળતાં, રેવન્યુ અને પોલીસ ખાતાંના માણસો ભૂખ્યાં વરૂઓની જેમ, એક સામટાં ગ્રામ્ય પ્રજા ઉપર તૂટી પડયાં. ગામડે ગામડે ખુલ્લી ગુંડાગીરી થવા લાગી. વેપારી હોય કે ખેડુત, કોઇને પણ, મહારાજા જામ સાહેબનો પરવાનો લઈને ફરનારા આ અમલદારોએ ગુંડાગીરીનાં ઝપાટામાં લીધા વગર છોડયા નહિ.

ધોળી ટોપીમાં ક્રાંતિ ભરી છે? સત્તાશાહીના સર્વ-નાશનો મસાલો શું આ ટોપીમાં છુપાયેલો છે?

ગમે તેમ હોય, પણ નવાનગર રાજ્યનો સત્તાધારી વર્ગ તો, ધોળી ટોપીમાં ક્રાંતિ જ દેખે છે. અને એ ક્રાંતિના કિરણોનો પ્રકાશ જાણે કેમ, તેને આંજી દેતો હોય તેમ,

ધોળી ટોપી નામ માત્રથી તે ધ્રુજી ઉઠે છે, એની હસ્તી તેને ભારે ભયજનક લાગે છે!

અને ધોળી ટોપીના નાશની વ્યવસ્થિત પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી. ૨૦ મી એપ્રીલ અને ત્યારપછીની તમામ ગુંડાગીરીઓનાં "મંગળાચરણ" ધોળી ટોપીના નાશથી કરવામાં આવ્યાં.

જામ ખંભાળીયા, સલાયા, કલ્યાણપર, બાલવા વગેરે સ્થળોયેથી શરૂ થયેલી આ ગુંડાગીરી, આખરે આખા રાજ્યના ગામડાંઓમાં જોત જોતામાં ફેલાઈ ગઇ.

ગામડાઓમાં મામલતદારો જેવા મોટા અમલદારોએ ખેડુતોને દરબારી ઉતારે બોલાવી બોલાવીને ફટકારવા માંડ્યા.

આજ સુધી પ્રજામંડળની પ્રવૃત્તિમાં જે જે ખેડુતોએ સાથ આપ્યો હતો, અને જેઓએ પરિષદમાં હાજરી આપી હતી, તેની ઉપર ત્રાસ વરતાવવો શરૂ થયો. ખેડુતોને નેતરની સોટીઓથી ફટકારવા ઉપરાંત ગુંડાગીરીના બીજા અનેક પ્રકારો પણ તેની ઉપર અજમાવવામાં આવતા. આ દમન લીલા જામનગરના ખેડૂત માટે નવી ન હતી.

દર વર્ષે, મહેસુલ વસુલાત વખતે આ જાતના સીતમો ખેડૂતો ઉપર વરસાવવામાં આવે છે. આ વખ-

તના જુલ્મો વધુ ઘાતકી અને વધુ ક્રુર રીતે કરવામાં આવ્યા.

ગુંડાગીરીનો એક પ્રકાર ખેડુતોને અંગુઠા પકડાવવાનો હતો. અંગુઠા પકડાવીને ખેડુતોના વાંસા ઉપર પત્થરો મૂકવામાં આવતા. એમાં જો પત્થર પડી જાય તો, બાજુમાં ઉભેલા પસાયતાનો ચાબુક ખેડુતનાં વાંસા ઉપર વીંઝાતો. કલાકો સુધી આ સ્થિતિમાં રહ્યા રહ્યા તૂટતા બરડા અને ભાંગતા શરીર ઉપર જ્યારે પસાયતાની સોટી અને અમલદારોની ગાળોનો વરસાદ વરસતો હશે, ત્યારે આ અબોલ નિરાધાર ખેડુતના દિલને કેવી વ્યથા, દુઃખ અને સંતાપ ચોરી નાંખતા હશે ! આનો ખ્યાલ શબ્દોથી આપી શકાય તેમ નથી.

ગુંડાગીરીનો બીજો પ્રકાર ગરમ રેતીમાં આળોટાવવાનો હતો. ખરે બપોરે રેતી તડકાથી તપી હોય, એ વખતે ઉઘાડે શરીરે ખેડુતોને તેમાં સુવાડવામાં આવતા. કલાકો સુધી આ સ્થિતિમાં રાખવાને પરિણામે ખેડુતોને આખે શરિરે ફોલ્લા ઉઠી આવતા.

ગુંડાગીરીનો દરેક પ્રકાર એક બીજાથી વધુ ચડીયાતો અને વધુ ઘાતકી હતો. ત્રીજો પ્રકાર ઉપરના બન્નેને વટાવી દે તેમ છે.

ત્રણ ત્રણ અને ચાર ચાર મણની લોઢાની ગાંઠો ખેડુતોના ગળામાં દોરડા વતી ટાંગવામાં આવતી, અને

ખેડુતોને એ સ્થિતિમાં કલાકો સુધી સીધા ઉભા રહેવાની ફરજ પાડવામાં આવતી. એમાં જો ખેડુત જરા પણ નમે તો, પસાયતાનો તૈયાર ધોકો તેના ગોઠણુ પર પૂરા જોરથી આવીને અફળાય !

ગુંડાગીરીનો એક વધુ જંગલી પ્રકાર પણ જોઈએ. બે ખેડૂતોને સામ સામા ઉભા રાખવામાં આવે. બન્નેને એક બીજાની મુછો પકડાવવામાં આવે, અને પછી તેમની પાસે ઝડપથી ઉઠ બેસ કરાવવામાં આવે ! આમાં જરાયે ઝડપ ઓછી લાગે તો પસાયતાની નેતરની સોટી તો તૈયાર જ હોય.

ગુંડાગીરીનાં આવા તો અનેક પ્રકારો ખેડુતો ઉપર અજમાવવામાં આવતા. આંહી તો માત્ર મુખ્ય મુખ્ય જ આપવામાં આવ્યા છે. પણ, આટલા ઉપરથી વાંચકોને ખાત્રી થશે કે, પ્રજાની વ્યાજબી અને કાયદેસરની પ્રવૃત્તિને કચડી મારવાના ઉદ્દેશથી રાજ્યે કેવા જંગલી અને ઘાતકી ઉપાયો લીધા હતા !

આ જાતની ગુંડાગીરી ખાસ ખંભાળીયા, સલાયા, ભાણવડ વગેરે સ્થળોએ વધારે પડતી અજમાવવામાં આવી હતી.

આ પ્રદેશમાં [illegible] [illegible] [illegible] સત્તા વસાવે છે. [illegible] રાજ્યના [illegible] [illegible] "[illegible]દાર" ગણાય છે. તેઓ ગુજરાત [illegible] [illegible] છે. [illegible] પાટી-

દાર છે. માજી રેવન્યુ કમીશ્નર શ્રી. ગોકળદાસ દેસાઈના સમયથી તેઓ અહિં આવેલા છે.

આટલા પાશવી અત્યાચારો ગુજારનાર આ માણસ જીભે બહુ જ મીઠો છે. દેખાવે એક ભક્તજન જેવો લાગે. કપાળમાં લાંબુ એવું તીલક કરે છે અને ગળામાં માળાઓનો ખડકલો રાખે છે. જીભે રામનામનું રટણ થયા કરતું હોય છે.

ભક્તજન દેખાતા છતાં, આ સોમાભાઈનું નામ પડતાં ખેડુતો ધ્રુજી ઉઠે છે. ખેડુતોને ફટકારવામાં તેઓ કદી પાછું વાળી જોતા નથી. અંગુઠા પકડાવવા, ગુંઠા પકડાવી ઉઠબેસ કરાવવી, ગરમ રેતીમાં આળોટાવવા, લોઢાની ગાંઠો ગળામાં લટકાવવી—ગુંડાગીરીના આ બધા પ્રકારોની શોધનો "યશ" આ સોમાભાઈને ફાળે જાય છે.

સોમાભાઈની આવી નિરંકુશ રંજાડને પરિણામે મરહુમ જામ સાહેબ શ્રી રણજીતસિંહજીના સમયમાં તેઓને વિદાય આપવામાં આવેલી. પણ પાછળથી વર્તમાન 'બાપુ' ગાદીએ આવતાં, તેઓને સોમાભાઈની ખોટ દેખાવા લાગી અને તેમને ફરી પાછા એ જ જગ્યાએ બેસાડવામાં આવ્યા.

ખેડુતો ઉપરની ગુંડાગીરીની સાથે સાથે ગામડાના વેપારીઓ, જેણે જેણે પ્રજા મંડળની પ્રવૃત્તિમાં સાથ આપ્યો હતો, તેને પણ રંજાડવાનું શરૂ થયું હતું. પ્રજામંડળના કાર્યકરોને તો ભર બજારે ફટકારવામાં

આવતા અને તેઓની ધોળી ટોપીઓ પણ ઝુંટવી લેવામાં આવતી.

આ ઉપરાંત બીજી અનેક છુપી ધમકીઓ પણ આપવામાં આવતી. કેટલીક નનામી ચીઠીઓ મોકલી ખૂનની ધમકીઓ ઉપરાંત ચીઠીમાં લખેલા પૈસા ચોક્કસ સ્થળોએ પહોંચાડવાની ચેતવણીઓ પણ આપવામાં આવતી.

દિવસે અને રાત્રે ઘર ઉપર પત્થરોનો મારો ચલાવવામાં આવતો. ઠેકઠેકાણે આ સ્થિતિ ચાલુ કરી દેવામાં આવી હતી.

જોડીઆ તાલુકામાં હડીયાણા કરીને એક ગામ છે. ત્યાંના વેપારીઓ શ્રી હરજીવન જેઠાભાઈ અને મોહનલાલ જેઠાભાઈ પ્રથમથી પ્રજાકીય પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લઈ રહ્યા હતા. તેઓના આ 'ગુન્હા' બદલ લગભગ એક મહીના સુધી, દિવસ અને રાત તેમના ઘરો ઉપર પત્થરોનો મારો ચલાવવામાં આવ્યો હતો. આ મારાને પરિણામે ઘરના બધા માણસો ભયભીત બની ગયા હતા. બૈરાંઓને ઘરની બહાર નીકળવું પણ ભારે થઈ પડ્યું હતું.

આજ ગામના એક બીજા વેપારીને ચોક્કસ સ્થળે પૈસા ભરી જવાની અને તેમ ન કરે તો ખૂન કરવાની ધમકી આપતી જાસા ચીઠી મળી હતી.

ખેડુતની સાથે વેપારી વર્ગને પણ આ રીતે ભય દ્વારા કચડી મારવાના પ્રયત્નો થયા.

મહારાજા જામસાહેબનો કોરો ચેક મળતાં આ ગુંડાઓ વરૂઓ મર્યાદા વળોટીને લુંટફાટ પણ આદરવા માંડયા.

અનાજ, ખડ અને બળતણ વેચવા જતા ખેડુતોને જંગલમાં અર્ધ રસ્તે ઉભા રાખીને ફટકારવા ઉપરાંત પૈસા પણ પડાવી લેવામાં આવતા. અને પછી તો, ખેડુત સિવા-યના બીજા મુસાફરોની પણ આ સ્થિતિ થવા લાગી. ખંભાળીયા, બાવળા વગેરે સ્થળોએ આવી શરૂઆત થઇ અને છેવટે ઘણે ખરે સ્થળે તે ફેલાઈ ગઇ.

આજે પણ, ઉપર કહી તેવી તમામ ગુંડાગીરીઓ ખેડુતો ઉપર અજમાવાય રહી છે. આટલાં આટલાં ભયં-કર જુલ્મો કર્યાં છતાં હજી યે પ્રજામંડળ સામેનું વેર સંતોષાયું નથી.

* * *

દેશી રાજ્યોમાં ગુંડાગીરી એક જાતની નથી હોતી. ગુંડાગીરીને અનેક સ્વરૂપો આપીને, તેને પ્રજાકીય બળોની સામે અજમાવવામાં આવે છે. જાહેર કાર્યકરોને મારવા, સભાને ગુંડાઓ મારફત તોડી નખાવવી, જંગલમાં માણ-સોને ટીપવા, દુકાનો અને બજારો લુંટવી–ગુંડાગીરીના જેમ આ અનેક પ્રકારો છે, તેમ જાહેર સેવકો ઉપર વ્યભિચારના, ચોરીના, ઠગાઈના કે એવા ગુન્હાહિત કૃત્યોના બનાવટી તહોમતો મૂકીને કેસો કરી, સમાજમાં તેમની

આબરૂ હલકી કરવાના પ્રયત્નો, એ પણ સત્તાવાળાઓની ગુંડાગીરીનો એક પ્રકાર જ છે.

ગુંડાગીરીનો આવો એક પ્રકાર, ઇ. સ. ૧૯૩૧ માં ધ્રાંગધ્રાની સત્યાગ્રહની લડત વખતે, ધ્રાંગધ્રા રાજ્યે અજમાવ્યો હતો. પાલીતાણાના જાહેર કાર્યકર શ્રી જોરસંગ કવિ સામે, તેમની સાળીને ઉઠાવી જવાનો આરોપ મુકીને પાંચ વર્ષની સખ્ત કેદની સજા ધ્રાંગધ્રા રાજ્યે ફટકારી હતી.

ધોળ સ્ટેટે પણ આવો એક પ્રકાર ત્યાંના કાર્યકર શ્રી ડાહ્યાલાલ ઉદ્દેશી સામે અજમાવ્યો હતો. ઈ. સ. ૧૯૩૧ માં ધોળના ઝંડા સત્યાગ્રહ વેળાએ, શ્રી ડાહ્યાલાલ સામે રાજ્ય તરફથી સૃષ્ટિ વિરૂદ્ધ કૃત્ય કરવાનું તહોમત મુકીને તેમને કેદ પકડવામાં આવ્યા હતા.

એ યાદ રાખવું ઠીક થઈ પડશે કે ધ્રાંગધ્રા સત્યાગ્રહમાં સત્યાગ્રહીઓ સાથે કામ લેનાર ધ્રાંગધ્રા રાજ્યના એક અગ્રગણ્ય અમલદાર શ્રી. રામસિંહ ઝાલા આજે જામનગરના એસીસ્ટંટ પોર્ટ કમીશ્નર છે, જેઓને આપણે આગળ 'ગરાસીઆ તાલીમ વર્ગ'વાળા પ્રકરણમાં રાજપુત સેવા સમાજના મુખ્ય સંચાલક તરીકે ઓળખ્યા છે.

માર ફાડની ખુલ્લી ગુંડાગીરી કરાવ્યા પછી પણ નવાનગર રાજ્યનો સત્તાધારી વર્ગ, આ જાતની ગુંડાગીરી બતાવ્યા વગર રહી શકયો નહિ.

પ્રજા મંડળના મંત્રી શ્રી ગોકળદાસ હીરજી ઠક્કર ઉપર, એક વીધવા બાઇ જયાના દાગીના હજમ કરી જવાનો આરોપ મુકવામાં આવ્યો.

ત્રણ વર્ષ પહેલાં, મજકુર બાઇ જયા આર્યસમાજમાં આશ્રયે આવેલી. એ વખતે શ્રી ગોકળદાસ આર્ય-સમાજના મંત્રી હતા. આજે ત્રણ વર્ષે મજકુર બાઈ જયાએ રાજ્ય પાસે શ્રી ગોકલદાસ તેણીના રૂા. ૧૫૦૦) ના દાગીના હજમ કરી ગયાની ફરિયાદ કરી.

આ કેસ સંબંધમાં, શ્રી ગોકલદાસ પાસે રાજ્યે બે શરતો મુકી. દાગીના હજમ કરવાના કહેવાતા ગુન્હા બદલ શ્રી ગોકલદાસ કેદ ભોગવે અથવા પ્રજામંડળના મંત્રી અને સભ્યપદનું રાજીનામું આપી, ભવિષ્યમાં કોઈપણ મંડળના સભ્ય નહિ થવાનું અને કોઇપણ જાતની સભામાં હાજરી કે ભાષણ નહિ આપવાનું કબુલાત પત્ર લખી આપે.

જો શ્રી ગોકલદાસે સાચે જ દાગીના હજમ કર્યા હોય અને જો તેઓ ક્ષેત્ર સંન્યાસ લ્યે તો રાજ્યને તે સામે કશો વાંધો ન હતો.

અને સૌના આશ્ચર્ય વચ્ચે શ્રી ગોકલદાસ રાજ્યની બીજી શરત ઉપર સહી કરી આપી પ્રજામંડળમાંથી નિવૃત્ત થયા.

જાહેર કાર્યકરો ઉપર સત્તાવાળાઓ ગમે તેવા ગલીચ આક્ષેપો મુકી કેસ કરે અને સજા ફટકારે, એથી કાંઈ પ્રજા રાજ્યના એ પગલાંને કદી વ્યાજબી ગણી

હોતી નથી. એ કાર્યકર સાચે જ દોષિત છે, એમ પણ પ્રજા કદી માની બેસતી નથી.

એથી જ સત્તાવાળાઓના જેમ અનેક હુમલાઓ અને સીતમો હસ્તે મોંએ પ્રજા અને કાર્યકરો સહન કરે છે, તેમ રાજ્યના આ દમનને પણ કાર્યકરોએ હસ્તે મોંએ વધાવી લેવું જોઈએ. એમ કરવામાં જાહેર કાર્યકરની સમાજમાં જરાયે આબરૂ હલકી પડતી નથી. ધ્રાંગધ્રામાં શ્રી જોરસિંહે અને ધ્રોળમાં શ્રી ડાહ્યાલાલે આવી સજાઓને સામી છાતીએ વધાવી લીધેલાના દાખલાઓ આપણી સમક્ષ પડ્યા છે. આ બન્ને કાર્યકરોએ આ સજાને સ્વીકારી, એથી સમાજમાં એમની આબરૂ જરા પણ હલકી પડી છે એમ કોઈથી કહી શકાય તેમ નથી.

ભાઈ ગોકળદાસની પણ આ ફરજ હતી. આ ફરજ નહિ બજાવીને, સમાજમાં તેઓએ વધુ ગેરસમજ ફેલાવી છે. કોઈપણ જાહેર કાર્યકર કદી ન ભરે તેવું અયોગ્ય અને અઘટિત પગલું ભરીને, રાજ્યના હાથ તેઓએ વધુ મજબુત બનાવ્યા છે.

# સર્વ સત્તાધીશ ગુંડા ટોળી

આ ઉપરથી સહુ કોઈ સમજી શકશે કે, કેવળ, પ્રજાની રાજકીય જાગૃતિને દબાવી દેવાને માટે જ પ્રજા ઉપર આ જાતના જુલ્મો રાજ્યો કરી રહેલ છે.

પ્રજાને પીડક હોય એવા રાજ કારોબારને સુધારી તેની જગ્યાએ પ્રજાને જવાબદાર હોય એવું અને પ્રજાને સુખરૂપ હોય એવું તંત્ર ઉભું કરવાની શાંત અને અહિંસક પ્રવૃતિ એ કાયદેસર પ્રવૃતિ ગણાય છે.

બ્રિટિશ હિંદમાં આ જાતની પ્રવૃતિને ગેરકાયદેસર ગણવામાં આવતી નથી. અને આવી પ્રવૃતિ ચલાવનારાઓ જ્યારે સ્થાપિત કાયદાઓનું ઉલ્લંઘન કરે છે ત્યારે, તેની સામે કાયદેસર પગલાંઓ ભરી તેને જેલ કે દંડની સજા કરવામાં આવે છે.

ત્યારે દેશી રાજ્યોની અંદર કાયદાનું ઉલ્લંઘન થતું ન હોય એવી, અને રાજાઓ પ્રત્યે સંપૂર્ણ વફાદાર રહીને ચલાવવામાં આવતી શાંત અને અહિંસક એવી પ્રજાકીય પ્રવૃતિને કચડી મારવાને માટે ગુંડાગીરી સમા ઘાતકી અને જંગલી ઉપાયો અજમાવવામાં આવે છે.

પ્રજાકીય પ્રવૃતિ સામેના રાજ્યોના આ જાતનાં આક્રમણો, દેશી રાજ્યોની અંદર ચાલતા મધ્યયુગી વહીવટના આબાદ નમુના રૂપ છે. દેશી રાજ્યોમાં બનતાં આ બનાવો ઉપરથી સમજવું કોઈને માટે પણ મુશ્કેલ નથી કે, દેશી રાજ્યોની પ્રજા કેવા ભય અને આફત વચ્ચે જીવી રહી છે.

જામનગર રાજ્યમાં એક વિશિષ્ટતા છે. અહીં ગુંડાગીરીની દોરવણી કરનાર એક વ્યવસ્થિત ટોળી છે. જેની અંદર રાજ્યના કેટલાક મુખ્યાધિકારીઓ, મહારાજા જામ સાહેબના કેટલાક નજીકના કુટુંબીઓ અને રાજ્યના કેટલાક આશ્રીત વેપારીઓ અને વકીલો પણ છે. આ ટોળી ગુંડાગીરીને અંગે બધી દોરવણી કરે છે.

ઉપરોક્ત ટોળીના અમુક આગેવાનો વિષે આપણે આગળ જાણ્યું છે અને વધુ પરિશિષ્ટોમાં આપેલા નિવેદનો ઉપરથી જાણી શકાશે. આ વ્યકિતઓ સદરહુ કામમાં સંડોવાયેલી છે એની સત્યતા માટે શંકાને જરાયે સ્થાન નથી. પણ ઉપરોકત ટોળીમાં મહારાજા જામ સાહેબના પિતાશ્રી 'દાજી બાપુ' હોવાનો દિવાન સાહેબે લગભગ એકરાર કરેલો હોઈ તેનો અહિં ઉલ્લેખ કરવો જરૂરી છે.

" કૃત્રિમ ભય " વાળા પ્રકરણમાં જણાવ્યું છે તેમ જ્યારે જામનગર શહેરમાં સાયકલો ઝુંટવવાના, યુવક સંઘનું પાટીયું લઈ જવાના, શ્રી કુંડલીયાને તમાચો મારવાના, શ્રી છગનલાલની ધરપકડ થવાનાં વગેરે પ્રસંગો બનતા ત્યારે પ્રજામંડળના એક મુખ્ય આગેવાન આ બનાવોની જાણ કરવા માટે દિવાન સાહેબ પાસે ગયેલા.

દિવાન સાહેબે આ બનાવો અટકાવવાની દીલગીરી પૂર્વક અશક્તિ જાહેર કરતાં ઉપરોક્ત કાર્યકરને એવી ભલામણ કરી કે હાજી બાપુને ખુશ કરો અને તેઓનો હૃદય પલ્ટો કરાવો.

દિવાન સાહેબના ઉપરોકત શબ્દો, સહુ કોઈ સમજી શકશે કે, હાજી બાપુ ગુંડાગીરી કરાવનારાઓમાંના એક હોવાના એકરાર સમાન છે.

જો કે, પ્રજાને આ માટે જરાયે શંકા હતી એવું કાંઈ નહોતું. પ્રજાને તો પૂરેપૂરી ખાત્રી હતી. દિવાન સાહેબના ઉપરોકત એકરારે પ્રજાની આ માન્યતાને વધુ દૃઢ બનાવી છે.

અને જગતને, નવાનગર રાજ્યમાં ગુંડાગીરી કેટલી વ્યવસ્થિત રીતે અને કેવા વગ ધરાવનારા માણસો દ્વારા ચાલી રહી છે તેની સંપૂર્ણ ખાત્રી થવાને માટે દિવાન સાહેબનો ઉપરોક્ત એકરાર બસ થઇ પડશે.

દિવાન સાહેબનો આ એકરાર વર્તમાનપત્રોમાં, તે સમય દરમ્યાન પ્રસિદ્ધિ પામી ચૂકેલ હોઇને, તેનો અહીં ઉલ્લેખ કરવાની જરૂરીયાત વધે છે.

ઉપર કહ્યું તેમ આ ટોળીની અંદર ભારે વગદાર માણસો હોઈને આ ટોળી વસ્તુતઃ રાજ્યના આખા કારોબાર ઉપર કાબુ ધરાવે છે. એટલે ગુંડાગીરીની દોરવણી કરવાની સાથે સાથે આજે આ ટોળીએ આખા રાજ્યતંત્રનો પણ કબજો લીધો છે. એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

મહારાજા જામસાહેબ જે જાતની સત્તા ભોગવી શકે એવી અને એટલી જ સત્તા આજે આ ટોળી ભોગવી રહી છે. આ ટોળી ઘણી વખત એવા કરો ઉઘરાવે છે અને એવા હુકમો કરે છે કે જેની કોઇને કલ્પના પણ હોતી નથી, કે કોઈ દિવસ દરબારી ગેઝેટમાં તે પ્રકાશન પણ પામ્યાં હોતા નથી. આ ટોળીની સત્તા એટલી સ્થાપિત થઈ છે, એટલી જામી ગઇ છે કે, તેના હુકમો નીચેના તમામ અમલદારોએ ઉઠાવવા પડે છે. જો કોઈ પણ અમલદાર કે માણસ આ હુકમને તાબે થવા આનાકાની કરે કે સામે થવા પ્રયત્ન કરે, તો વળતે દિવસે તે ઘેર બેઠો સમજવો. રાજ્યના અમલદારોની જો આવી સ્થિતિ હોય તો, પ્રજાના આ ટોળી શું હાલ કરતી હશે તે સમજવું મુશ્કેલ નથી.

કુદરતી રીતે જ પ્રશ્ન થાય છે કે, એક મહારાજા જામ સાહેબ શ્રી. દિગ્વીજયસિંહજી, અને બીજી આ દોઢ જામ સાહેબ જેવી સર્વ સત્તાધીશ થઇ પડેલી ટોળી: આમ ઘંટીના બે ભયંકર પડ નીચે જામનગરી

પ્રજાને દળી રહેલા આ દ્વીમુખી, દ્વેષીલા અને સડેલા તંત્રને સુધારે કોણ? અને કઈ રીતે?

આ તંત્રને સુધારવાનું બે રીતે શકય છે. એક તો મહારાજા જામ સાહેબ પોતે ઇચ્છે અને ઉપરોક્ત ગુંડા ટોળીને, અને રાજ્ય કારોબારમાં સડો દાખલ કરતા અને વધારતા એવા તમામ અનિષ્ટ તત્વોને દૂર કરીને, આખું તંત્ર સુધારવાના પ્રયત્નો કરે. એટલે પહેલો રસ્તો મહારાજા જામ સાહેબની ઇચ્છા ઉપર બધો આધાર રાખે છે.

પ્રજાનો મોટો વર્ગ આ વસ્તુને તદ્દન અસંભવિત માને છે. કારણ કે, આજે જે રીતે ચાલી રહ્યું છે તે બધું મહારાજા જામ સાહેબના સ્વભાવ–Nature–ને અનુકુળ એવું ચાલી રહ્યું છે એમ સહુ માને છે. વળી એક વસ્તુ કોઇનાથી અજાણ નથી રહી કે, રાજ્ય કારોબારનો કબજો લઇ બેઠેલી ગુંડા ટોળી મહારાજા જામસાહેબ ઉપર પણ ભારે લાગવગ ધરાવી રહી છે. આ હકીકત નક્કર હોઇને, પ્રથમ માર્ગ પ્રજાને અસંભવિત લાગે તેમાં કાંઈ નવાઇ જેવું ગણાય નહિ.

એ પછી બીજો માર્ગ પ્રજાએ જ પોતાની મેળે નક્કી કરી લેવાનો રહે. શાંત અને અહિંસક પ્રવૃતિ દ્વારા પ્રજાનું સંગઠન સાધી રાજતંત્રમાં મુળભુત પલટો લાવી પ્રજાને જવાબદાર હોય એવું તંત્ર ઉભું કરવાનો પ્રજાને માટે બીજો માર્ગ હોય.

પણ જ્યારે પ્રજા આ બીજા માર્ગે વળી અને મહારાજા જામ સાહેબને વફાદાર રહી તેઓની છત્ર છાયા નીચે પ્રજાને જવાબદાર હોય એવું તંત્ર મેળવવા પ્રયત્ન કર્યો ત્યારે, તેને નિર્દય ગુંડાગીરીથી કચડી નાખવામાં આવી.

ગુંડા ટોળીનાં આ કૃત્યોને અંગે આજે પ્રજા ભારે ભય વચ્ચે જીવી રહી છે. કોઈને પણ તેના જાન માલની સલામતિની ખાતરી નથી. ગુંડાગીરીની લટકતી તલવાર પોતાની ઉપર ક્યારે પડશે એ ભયે કોઇપણ માણસના જીવ નીચા બેસતા નથી. આખા રાજ્યમાં ભય અને ભય જ વ્યાપિ ગયો છે.

## ૧૬

# જામનગરને પગલે પગલે

મહારાજા જામ સાહેબ હિંદના દેશી રાજાઓના મોવડી હોઈને, સ્વાભાવિક રીતે જ તેઓની રાજકારોબાર ચલાવવાની રીતોનું અને પ્રજા પ્રત્યેના વલણનું બીજા રાજાઓ અનુકરણ કરે. મહારાજા જામ સાહેબના કોઈ એક કૃત્યનો પડઘો આમ તમામ દેશી રાજ્યોમાં પડે છે. અને ખાસ કરીને કાઠિયાવાડમાં તે પડઘો પડયા વગર રહેતો નથી.

નવાનગર રાજ્યમાંની ગુંડાગીરીનો પડઘો કાઠિયાવાડના ઘણાખરા રાજ્યોમાં ટુંક સમયમાં જ પડયો. આવી ગુંડાગીરીનો ભયંકર ઝંઝાવાત જોતજોતામાં આખા કાઠિયાવાડ પર ફરી વળ્યો. પ્રજાકીય લડતને દબાવી દેવા નરેન્દ્ર મંડળના આ મોવડીના રાજ કારોબારમાંથી કાઠિયાવાડનાં નાનાં મોટાં રાજ્યોએ પ્રેરણા અને ઉત્તેજન

મેળવ્યાં. અને કાઠિયાવાડને આંગણે લીંબડી, વીઠ્ઠલગઢ, જુનાગઢ, પાલિતાણા અને ભાવનગર, સ્થળે સ્થળે "ગુંડાકાંડ" શરૂ થયા.

આમાંનાં કેટલાંક રાજ્યોમાં નવાનગર રાજ્યના કરતાં વધુ ભયંકર અને ક્રુર ગુંડાગીરી થઈ છે એ હકીકત છે. પણ, આની પાછળ પણ જામનગરની બુદ્ધિ અને યુક્તિએ કામ કર્યું છે.

મહારાજા જામ સાહેબ પોતાના રાજ્યની અંદર ચાલતા અંધાધુંધી અને કુકર્મો ઢાંકીને આજ સુધી બહારની દુનિયામાં અને સરકારમાં થોડો ઘણો ઉપર છલ્લો મોભો જાળવી રાખી રહ્યા છે. આ પરપોટો ફુટતો અટકાવવા અને બહારના જગત સમક્ષ સાચા સ્વરૂપે પ્રગટ ન થઈ જવાય એ માટે તેઓ બહુ કાળજી રાખે છે.

આમ આ પાયા વિનાના મોભાનું અકુદરતી અને કૃત્રિમ વાતાવરણ જાળવી રાખવા માટે પ્રમાણમાં બીજા રાજ્યોના કરતાં પોતાનું કાંઈક વિશેષ સુંદર અને સારૂં છે, એમ તેમણે બતાવવું રહ્યું. નવાનગર રાજ્યનો કારોબાર ઘણો સુંદર ચાલે છે, પ્રજાને એ જરાયે પીડક નથી પણ ઘણો સુખરૂપ છે, એવો ભ્રમ બહારની દુનિયા ઉપર ઠસાવવા રાજ્ય તરફથી અવારનવાર પ્રયત્નો કરવામાં આવે છે. આ માટે એક પ્રકાશન ખાતું પણ ખોલવામાં આવ્યું છે, જે આ જાતનો પ્રચાર કરી રહ્યું છે.

કાઠિયાવાડનાં બીજા રાજ્યોમાં નવાનગર રાજ્યના કરતાં જે ઘણી વધુ ભયંકર અને ક્રુર ગુંડાગીરી બનવા પામી છે, તે આ રાજ્યની ઉપર કહી તે ઇચ્છાને જ આધારે બનવા પામી છે, એ કહેવું જરાયે અતિશયોક્તિ ભરેલું નથી.

ભાવનગરની જાહેર ગુંડાગીરીના બનાવ પાછળ જામનગર રાજ્યની ઉપરોકત ઇચ્છા સમાયેલી હોવાનું કાઠિયાવાડના અટપટા રાજકારણનું આંતરિક જ્ઞાન ધરાવનારા ઘણાં માણસોનું ધારવું છે.

પૂર્વ કાઠિયાવાડમાં વીઠલગઢ કરીને એક પાંચમા વર્ગનો તાલુકો છે. આ તાલુકાના દરબારે ખેડુતોને ભારે વિઘોટી અને કર બોજો હળવો કરવાની વિનંતી કરવાના ગુન્હા બદલ જે અત્યાચારો કર્યા છે, એ કોઈના પણ દીલને કંપાવી નાખે તેવા છે. ખેડુતોના ઘરબાર બળાવી નાંખવા, ગામડાઓમાં ધાડો પડાવવી, લુંટફાટ કરાવવી વગેરેથી માંડીને ખેડુતો અને ખેડુત બહેનોને નગ્ન કરીને ફટકારવા સુધીના હુમલા આ દરબારે કર્યા છે.

અને શેતાનને પણ શરમાવે તેવા અત્યાચારો તો લીંબડીએ કર્યા છે. આ અત્યાચારો એટલા ભયંકર હતા કે તેની આગળ મહાત્માજી જેવાને માટે પણ મૌન પકડવું મુશ્કેલ થઈ પડ્યું હતું. લીંબડીના આ અત્યાચારોને મહાત્માજીએ સખત શબ્દોમાં વખોડી કાઢ્યા છે.

પાણુશીણાની હથીયારબંધ ધાડ, તા. ૧૯ મી ફેબ્રુઆરીએ પરિષદના દિવસે જાહેર ગુંડાગીરી અને ચંચળબ્હેનની કીન્નાખોરી ભરી કનડગત વગેરે બનાવો લીંબડીની હેવાનીયતનાં મુખ્ય પ્રકરણો છે.

પાલીતાણા રાજ્ય પણ ગુંડાગીરી ચલાવવામાં પાછળ રહ્યું નથી. ખેડુતોનું અમોલું ધન અને દુષ્કાળ જેવા સંકટોમાં સહાયભુત થાય એવી ખડની ગંજીઓને સળગાવી મારી ખેડુતોને સંકટોમાં મૂકવાના પ્રયત્નો આદર્યા. આ ઉપરાંત ધાડ પડવાના અને પરિષદના કાર્યકરોને ટીપવાના પણ બનાવો સ્વાભાવિક થઈ પડયા હતા. શ્રી શંભુશંકર અને શ્રી વલ્લભભાઈ પટેલ જેવા એકનિષ્ઠ અને પવિત્ર કાર્યકરો પણ આમાંથી બચવા પામ્યા નહોતા.

જુનાગઢમાં જાહેર કાર્યકરોને જેલની અંદર ક્રીમીનલ કેદીઓ મારફત રોજે રોજ માર મારવા ઉપરાંત બીજો પણ અનેક રીતે ત્રાસ આપવામાં આવતો.

એ જ રીતે, બહાર ખેડુતોને પણ માર મારવાથી માંડીને કુવામાં ટાંગોને ફટકારવા સુધીનાં કૃત્યો જુનાગઢની નોકરશાહીએ કર્યા છે.

અને ભાવનગરના બનાવથી કોણ માહિતગાર નથી? ભાવનગર રાજ્ય પ્રજા પરિષદના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલનું સ્વાગત સરઘસ નગીના મસ્જીદ આગળ પહોંચતા છરી, ધારીયા, લાઠીઓ વગેરે હથીઆરો

સહિત સંખ્યાબંધ ગુંડાઓ સરઘસ ઉપર તુટી પડયા. પરિણામે સંખ્યાબંધ ઘાયલ થવા ઉપરાંત, બે સ્વયંસેવકોનાં મૃત્યુ થયાં. સદ્ભાગ્યે, હિંદના મહાન નેતા સરદાર વલ્લભભાઈ બચી જવા પામ્યા, અને તેઓનું ખૂન કરવાનું કાવતરૂં નિષ્ફળ ગયું.

આ બધા ગુંડાગીરીના બનાવોની વિગતોમાં ન ઉતરતાં તેનો માત્ર ઉલ્લેખ જ કરેલ છે. એ ગુંડાગીરી કેટલી બીહામણી હતી, એ તો તે તે રાજ્યના પ્રજામંડળોને દફતરે નોંધાયલી કેફીઅતો જ્યારે જગતનો પ્રકાશ જોશે ત્યારે જ લોકો યથાસ્થિત સમજી શકશે.

ગુંડાગીરોના આ બધા જુલ્મી કૃત્યો પાછળ, નરેન્દ્ર મંડળના મોવડીનું પ્રથમ દરજ્જાનું રાજ્ય ઘર આગળ પાશવી ગુંડાગીરી ચલાવી મુંગી પ્રેરણા અને ઉત્તેજના આપતું ઉભું હતું એમ કહેવામાં અતિશયોક્તિ કે ભય નથી.

અધઃપતનને માર્ગે ચડેલો આદમી પોતે એકલો ન પડી જાય એ ખાતર, બીજાઓને પણ, એ જ વિનાશક માર્ગે વાળે એના જેવી આ શરમજનક કથા છે.

૧૭

## શાહી સરકારની જવાબદારીઓ

આ બધી ગુંડાગીરી થોડા જ માઈલ દૂર રાજકોટમાં બેઠેલા બ્રિટિશ રેસીડેન્ટની આંખ નીચે ચાલી રહી હતી, એટલે રેસીડેન્ટ આ ગુંડાગીરીથી જરાપણ અજાણ હોય એમ માનવાનું જરાયે કારણ નથી. કાઠિયાવાડમાં બનતા એકે એક બનાવથી તે માહિતગાર હોવા જોઈએ; એ રીતે માહિતગાર રહેવું એ તેમની અતિ અગત્યની એક ફરજ પણ છે. એટલે, એ બધાથી હિંદી સરકારના રાજ્ય પ્રકરણી ખાતાંને માહિતગાર ન કરીને તેઓ પોતાની ફરજ ચૂકતા હોય એમ માનવાનું એક પણ કારણ નથી.

ગમે તેમ પણ, દેશી રાજ્યની અને સારાયે હિંદની પ્રજા એમ દૃઢપણે માનતી થઈ છે કે, દેશી રાજ્યોની

આ ગુંડાગીરી બ્રિટિશ શાહીવાદના સીધા અને આડકતરા ઉત્તેજનથી ચાલી રહી છે.*

*(૧) મહાત્મા ગાંધીજી ૩૧ જાન્યુઆરી ૧૯૩૯ના રાજકોટ ઉપરના નિવેદનમાં જણાવે છે :

"હવે લડત રાજકર્તા અને પ્રજા વચ્ચે રહી નથી. ખરી રીતે તો મહાસભા અને વ્યવસ્થિત "ગુંડાગીરી"નો આશ્રય લઇ રહેલા રેસીડેન્ટ દ્વારા જેનું પ્રતિનિધિત્વ સચવાઇ રહ્યું છે એવી બ્રિટિશ સરકાર વચ્ચે છે. આવી નીતિ રીતીઓનો આશ્રય લઈ રેસીડેન્ટ વિશ્વાસ ભંગ માટે વાજબી રીતે ખેદ કરી રહેલાં નિર્દોષ સ્ત્રી પુરૂષોનો જોમ તોડી નાખવા પ્રયત્ન કરે છે."

(૨) અખીલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદની સ્ટેન્ડીંગ કમીટી તા. ૨૮ મી જુન ૧૯૩૯ ના નિવેદનમાં જણાવે છે :

"આ સમિતિની પૂર્ણપણે ખાતરી થઇ છે કે, હિંદની બ્રિટિશ સરકાર અને તેના આડતીયાઓની સહાય વિના, આવા ખેદજનક વિશ્વાસભંગના બનાવો બની શક્યા હોત નહિ. સાર્વભૌમ સત્તા હજીયે દેશી રાજ્યોમાં વરીષ્ઠ સત્તા ધરાવે છે, અને પોતે નાપસંદ કરે એવી કોઈ પણ પ્રવૃત્તિને અટકાવી શકે અથવા તો પોતાનું ધાર્યું કરી શકે એમ છે. શાસન કર્તાઓએ હજીએ તેની ઇચ્છાને નમતું આપવું પડે છે અને તેના ફરમાનોને માન આપવું પડે છે. તેથી વિશ્વાસભંગની અને ભયંકર ગેરવહીવટ અને જુલમની જવાબદારી સાર્વભૌમ સત્તાને શીરે પણ સરખે હીસ્સે રહેવી જોઇએ. આમ દેશી રાજ્યોની લડત સ્પષ્ટ રીતે સ્થાનિક લડત નથી, પણ ખરી રીતે તો બ્રિટિશ રાજદ્વારી ખાતાનાં આધિપત્ય હેઠળ, મધ્યકાલિન પદ્ધતિના સાધનો દ્વારા ઉસ્તી વધતી રહેલા બ્રિટિશ સામ્રાજ્યવાદ સામેની લડત છે."

(૩) 'અરાજક લીંબડી' નામના અંગ્રેજી પુસ્તકની પ્રસ્તાવ-

અને જો આમ ન હોત તો, ગેરવહીવટ અને અશાંતિના સમયમાં દરમ્યાનગીરી કરવાનો અબાધીત અધીકાર પોતાને હસ્તક રાખનાર શાહી સરકારે આ સમયે અવશ્ય દરમ્યાનગીરી કરી હોત.

પ્રજા તદ્દન નિર્દોષ હતી. પ્રવૃત્તિ તદ્દન બંધારણીય અને શાંત હતી. પ્રજાએ કોઈ પણ સ્થળે, કોઈપણ સમયે, હિંસા કરી રાજ્યોની સામે હિંસક બળવો પણ પોકાર્યો

---

નામાં સરદાર વલ્લભભાઇએ સાર્વભૌમ સત્તાની બાજી સારી રીતે ખુલ્લી પાડી છે. કેટલાક ફકરાઓ અહીં જોઇએ :

"રાજા અને તેની પ્રજા વચ્ચેના સંબંધમાં કાયદાનું રાજ્ય પ્રવર્તે એમ કરવાનો પ્રયત્ન હજી સુધી સાર્વભૌમ સત્તાએ કર્યો નથી......

"બીજા બધા દેશી રાજાઓની જેમ, (લીંબડીના) ઠાકોર સાહેબને પોતાની આપખુદ સત્તાના સ્થાનમાં સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિએ (વાઈસરોયે) ટકાવી રાખ્યા છે. જો બ્રિટિશ સરકારનો ટેકો ખેંચી લેવામાં આવે તો, આ આપખુદ રાજાઓની હયાતી પણ અનિશ્ચિત બની જાય. સાથે સાથે, જ્યાં સુધી બ્રિટિશ સરકારની અમર્યાદ સામગ્રી તેમને મળતી રહેશે, ત્યાં સુધી તેમના જુલમ સામેની તેમની પ્રજાઓની બધી જ લડતોમાં પ્રજાઓને રાજાઓની દયા પર જ જીવવું પડશે પરિણામે, દેશી રાજ્યોમાં ચાલતી લોકશાસનની હિલચાલોને દબાવી દેવાની છેવટની જવાબદારી સાર્વભૌમ સત્તાને જ શિરે રહે છે.

"પ્રજાની સામે રાજાને ટેકો આપવાનું કામ સાર્વભૌમ સત્તા સંધીઓની જવાબદારીને નામે કરે છે; પણ કાઠિયાવાડના રાજાઓ

નહોતો. આમ છતાં, રાજ્યો પ્રજાને આમ જંગલી અને ઘાતકી ઉપાયો વડે બેધડક રીતે દબાવી દેવાના ખુલ્લાં પ્રયત્નો કરી રહ્યા હતા અને હજુયે કરી રહ્યાં છે.

ખુદ શાહી સરકારની દૃષ્ટિથી જોઈએ તો, બટલર કમીટી તરફથી પ્રજાના જે જે હકકો માન્ય રાખવામાં આવ્યા છે, તે જ હકકો પ્રજા ભોગવવા ઈચ્છતી હતી. અને બટલર કમીટીનાં હેવાલ મુજબ તો, પ્રજા ઉપર ભયંકર જુલ્મો લાદવામાં આવે ત્યારે, શાહી સરકારે પ્રજા પક્ષે જ ઉભા રહેવું જોઈએ.

બટલર કમીટી કહે છે કે : રાજકર્તા અને પ્રજા વચ્ચેના ઝગડામાં અને પ્રજા બળવો કરે ત્યારે, રાજ્ય કર્તાના હકકો જાળવી રાખવા અને રાજકર્તાને દૂર કરવાના અને જુદા પ્રકારનું રાજતંત્ર સ્થાપવાનાં જ્યારે પ્રયત્નો કરવામાં આવે ત્યારે, રાજ્ય કર્તાનાં હકકો સાચવી રાખવા માટે, સાર્વભૌમ સત્તા જવાબદાર છે. પરંતુ રાજ્યકર્તાને

---

સાથેની સંધીઓ તપાસવામાં આવે તો માલુમ પડશે કે, ઘણાખરી સંધીઓ તો રાજાઓ પાસેથી લેવામાં આવેલી સારી ચાલચલગતની જામીનગીરી તરીકેની છે.......

“......આ બનાવો (લીંબડીના અત્યાચારો) માટેની જવાબદારી ફક્ત ઠાકોર સાહેબની જ નથી રહેતી, પરંતુ છેવટે જોવા જઈએ તો બ્રિટિશ પાર્લામેન્ટની બની જાય છે. લોકશાસનને નામે બોલવાનો જેનો દાવો છે, તે જ મધ્યયુગની ખરાબમાં ખરાબ આપખુદીને હિંદમાં છડેચોક ચાલવા દે છે, અને નિરાધાર લોકોની જીંદગી અને આઝાદીને નાનકડા જુલ્મગારોના હાથમાં સોંપે છે.”

**રક્ષણ આપતાં પહેલાં તેની સામેના બળવાનાં કારણો તપાસી પ્રજાનાં દુઃખો ટાળવાની જે વ્યાજબી માંગણી હોય, તે રાજ્યકર્તા પુરી પાડે તે જોવાની પણ સાર્વભૌમ સત્તાની ઉપર જવાબદારી છે. રાજ્યમાં જ્યારે પ્રજા રાજતંત્ર બદલવા માંગણી કરે ત્યારે, રાજ્યકર્તાનો હક્ક કાયમ રાખીને એ માંગણી સંતોષવા માટેનાં યોગ્ય પગલાં સુચવવા માટે પણ સાર્વભૌમ સત્તાની જવાબદારી છે. જેથી રાજ્યની પ્રજાની રાજતંત્ર ચલાવવા માટેની યોગ્ય માંગણીઓ સંતોષવા માટે સાર્વભૌમ સત્તા વિરોધ ન કરતાં તે બાબત રાજકર્તાને યોગ્ય ભલામણ કરશે.**

દેશી રાજ્યોની પ્રજાની પ્રવૃત્તિથી માહિતગાર રહેનાર કોઇ પણ કહી શકશે કે પ્રજાની પ્રવૃત્તિ આજના ચાલતા અંધેર કારોબારને દૂર કરી, પ્રજાને જવાબદાર હોય એવું તંત્ર–રાજાઓની હયાતી નાબૂદ કર્યા વિના–ઉભું કરવાની હતી અને છે. કોઇ પણ જગ્યાએ રાજાને ઉઠાડી મુકવાની કે તેમના રાજકર્તા તરીકેનાં હક્કો ઝુંટવી લેવાની વાત જ નહોતી. બટલર કમીટીએ પ્રજાના જે હક્કો માન્ય રાખ્યા છે તે જ, કેવળ, રાજતંત્રમાં જ ફેરફાર કરવાની પ્રજાની માંગણી હતી અને છે.

રાજ્ય કારોબારમાં અંધાધુંધી પ્રવર્તતી હોય એવે સમયે, ના. શહેનશાહની સરકારની દરમ્યાનગીરી કરવાની ફરજ છે, એવો અગાઉના વાયસરોયોનો પણ મત છે. ના. નીઝામ સરકારને માજી વાયસરોય લોર્ડ રીડીંગે લખેલા પત્રનો એને લગતો ભાગ આ પ્રમાણે છે.

**"જ્યારે રાજ્યનાં કોઈ પગલાંથી સામ્રાજ્યના હિતને નુકશાન થાય અગર તો, રાજ્યની પ્રજાના કલ્યાણને ગંભીર રીતે અસર થાય તેમ લાગે ત્યારે આ બાબતમાં યોગ્ય ઉપાય લેવા માટે તાજ જવાબદાર છે."**

આ સિવાય બીજા માજી વાઈસરોય લોર્ડ મીન્ટોએ પણ તા. ૩-૧૧-૧૯૦૯ના રોજ ઉદેપુર ખાતેના પોતાના ભાષણમાં પણ આ જ મત ઉચ્ચાર્યો હતો. તેઓએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે "**જ્યારે ના. શહેનશાહની સરકાર રાજ્યોની આંતરીક સ્વતંત્રતા જાળવી રાખવા માટે વચન આપે છે ત્યારે, તેઓએ રાજ્યમાં અમુક અંશે સુવહીવટ ચલાવવાની જવાબદારી ધારણ કરી છે, અને તેઓ રાજ્યમાં ચાલતા ગેરવહીવટમાં પરોક્ષ રીતે હથીયાર બનવાનો દોષ વહોરી લેવા તૈયાર નથી.**"

બટલર કમીટીના અને ઉપરોકત બન્ને માજી વાઈસરોયોના શબ્દો ઉપરથી એમ ચોક્કસ પણે કહી શકાય કે, ના. શહેનશાહની સરકાર દેશી રાજ્યોના કારોબારમાં અંધેર ચાલતું હોય અને પ્રજાના જાન માલની કોઈ પણ જાતની સલામતિ ન હોય એવે સમયે, વચ્ચે પડવાને માટે સ્પષ્ટ રીતે બંધાયેલી છે. લોર્ડ મીન્ટોએ તો એ પણ સ્વીકાર્યું છે કે, એવા અંધેર કારોબારને ચલાવી લેવામાં આવે તો, એનો અર્થ એ થાય કે ના. શહેન-

શાહની સરકાર એમાં ભાગીદાર બને છે, જે બનવાને તે કદી ઇચ્છે નહિં.

આજે જ્યારે પ્રજા દેશી રાજ્યોની અંદર ચાલતા અંધેર કારોબારને સુધારી તેની જગ્યાએ પ્રજાને જવાબદાર હોય એવું તંત્ર ઉભું કરવા માગે છે ત્યારે, ના. શહેનશાહની સરકાર તેના આગલા વચનો ભૂલી જઈને, આડકતરી રીતે નહિ, પણ સીધી રીતે, આ અંધેર ચલાવી લેવામાં નહિ, પણ વધારવામાં ભાગીદાર બને છે.

રાજ્યોના આ દમન પાછળ આખા બ્રિટિશ સામ્રાજ્યનું પીઠબળ મળતાં રાજ્યોએ જે ગુંડાગીરી ચલાવી છે, તે સામ્રાજ્યને એક મહાન કલંક રૂપ છે. આ૨ા દેશી રાજ્યોમાં વધુ અશાંતિ અને અસંતોષ પેદા કરવા માટે આજે રાજાઓના જેટલી જ, કદાચ એથી પણ વધારે જવાબદારી ના. શહેનશાહની સરકારની રહેલી છે.

હિન્દ એક અને અવિભાજ્ય હોઈને, દેશી રાજ્યોની પ્રજામાં આમ અશાંતિ અને અસંતોષ ચાલુ હોય ત્યાં સુધી, બ્રિટિશ હિંદમાં શાંતિ સ્થાપવાના સ્વપ્ના, એ કેવળ સ્વપ્ના જ રહેવાનાં છે.

અત્યારની સડેલી રજવાડી પદ્ધતિ અને તેમાંથી અનિવાર્ય રીતે ઉપજતું અંધેર આજે કોઈ પણ પ્રજાને સ્વીકાર્ય નથી. એ પદ્ધતિ બદલાવ્યે જ છુટકો છે. ભલે રાજાઓ કે સરકાર તરફથી તેને ગુંડાગીરી જેવા રાક્ષસી અને જંગલી ઉપાયોથી દબાવી દેવાનો પ્રયત્ન કરવામાં

આવે. પણ, આખરે તો એ પ્રયત્નો પણ નિષ્ફળ જ જવાને સરજાયેલા છે.

આ સ્થિતિમાં સાર્વભૌમ સત્તાની ચોકખી ફરજ છે કે, રાજાઓને આમ જંગલી રસ્તે જવાને ઉત્તેજન આપવાને બદલે, બ્રિટિશ હિંદના ધોરણે પોતાનો કારોબાર ચલાવવાની ફરજ પાડે.

આમ નહિ થાય ત્યાંસુધી, રાજસ્થાની પ્રજામાં અશાંતિ જ રહેવાની છે, વધવાની છે. અને આ અશાંતિ અને અસંતોષ પછી તો, એકલા રાજાઓ નહિ, પણ બ્રિટિશ સરકાર સામે હશે. પરિણામે, બ્રિટિશ હિંદની પ્રજા પણ શાહી સરકાર સામે વધુ ને વધુ પોકાર ઉઠાવતી થશે.

એટલે રાજસ્થાનોમાં અશાંતિ અને અસંતોષ વધારીને, જો સારાયે હિંદમાં શાહી સરકાર "શાંતિ" સ્થાપવા ઇચ્છતી હશે તો, તેના એ પ્રયત્નો નિષ્ફળ જ જવાને સરજાયેલા છે.

દેશી રાજ્યોની પ્રજાની આકરી લડતોએ સ્પષ્ટપણે બતાવ્યું છે કે, સાર્વભૌમ સત્તા પ્રજાઓને જવાબદાર રાજતંત્ર પ્રાપ્ત કરવામાં નૈતિક મદદ પણ આપવા તૈયાર નથી. પરંતુ હિંદ પરનો પોતાનો લોખંડી પંજો ચાલુ રાખવા માટે દેશી રાજ્યોના નિરંકુશ અમલને ટેકો જ આપશે, એ વાત રાજસ્થાની પ્રજાએ સ્પષ્ટ રીતે સમજી લેવાની જરૂર છે.

દેશી રાજાઓ અને સાર્વભૌમ સત્તા વચ્ચે કરારો થયેલા ગણાય છે. પણ, ખરૂં જોતાં તો રાજાઓની સ્થિતિ સાર્વભૌમ સત્તાના આડતિયા જેવી જ છે. સાર્વભૌમ સત્તા બ્રિટિશ શાહીવાદી શોષણ અને તેની બેડી સારા યે હિંદ પર કાયમ રાખવા માગે છે ત્યારે, દેશી રાજસ્થાનોમાં વધારે સ્વતંત્રતાનો વિકાસ થાય એવું કશું જ તે કરે નહિ.

હિંદના એક મોટા ભાગને પછાત અને બેવડી ગુલામોની સ્થિતિમાં રાખવા માટે, દેશી રાજાઓને બ્રિટિશ સરકાર એક સાધન તરીકે જ વાપરે છે. દેશી રાજ્યોની હયાતિને લીધે દેશની અંદરનાં પ્રત્યાઘાતી બળોને વધારે ટેકો પણ મળે છે. આજે પણ, હિંદને સ્વતંત્ર જાહેર કરવાના સવાલની બાબતમાં બ્રિટિશ સરકાર દેશી રાજાઓને અંતરાય રૂપ આગળ ધરે છે. ફેડરેશનની યોજનામાં પણ દેશી રાજાઓને એક મોટી આડ તરીકે મુકવામાં આવ્યા છે.

પ્રત્યાઘાતના આવા મોટા પાયાઓને ઢીલા કરવામાં સાર્વભૌમ સત્તા મદદ ન જ કરે. પ્રત્યાઘાત માટે તેમનો ઉપયોગ કરવા ખાતર સાર્વભૌમ સત્તા તેમને તેમની અંધાધુંધી અને જુલ્મી નીતિમાં અંદરખાનેથી ટેકો આપે એ સહેલાઈથી સમજાય એવું છે.

## ૧૮

# મહાસભાની જવાબદારીઓ

જ્યારે આપણે શાહી સરકારની રાજસ્થાની પ્રજા પ્રત્યેની જવાબદારીઓ વિષે ચર્ચા કરીએ છીએ, ત્યારે મહાસભાની પણ રાજસ્થાની પ્રજા પ્રત્યેની જવાબદારીઓ વિષે ચર્ચા કર્યા વગર રહી શકીએ નહિ.

રાષ્ટ્રીય મહાસભા એક અને અવિભાજ્ય હિંદની આઝાદી માટે લડે છે. બ્રિટિશ હિંદ અને દેશી રાજસ્થાનો એવા કૃત્રિમ ભેદ તે સ્વીકારતી નથી. જેટલે અંશે બ્રિટિશ હિંદમાં વસતા હિંદીઓ પ્રત્યે તેની જવાબદારી છે, તેટલે જ અંશે દેશી રાજસ્થાનોમાં વસતા હિંદીઓ પ્રત્યે પણ છે.

મહાસભાએ એકથી વધુ વખત સત્તાવાર રીતે જાહેરાત કરી છે કે, મહાસભાની કલ્પનાના સ્વરાજ્યમાં બ્રિટિશ હિંદ અને દેશી રાજસ્થાનો જેવા કશા ભેદ ભાવ

નથી. અને રીયાસતી પ્રજાને પણ મુકત ન કરતું હોય તેવું કોઈ રાજબંધારણ મહાસભા કદી પણ સ્વીકારશે નહિ.

અને એટલે જ, મહાસભાએ એકથી વધુ વખત દેશી રાજસ્થાનોની પ્રજા વિષે ઠરાવો કર્યા છે. રીયાસતી પ્રજાની જવાબદાર રાજતંત્રની માંગણીને ન્યાયી ઠરાવી તેના પ્રત્યે સહાનુભૂતિ પાઠવી છે, અને તેને નૈતિક ટેકો પણ આપ્યો છે. અને આ દૃષ્ટિએ રાજાઓને પણ, પ્રજાની માંગણીઓને વિના વિલંબે સંતોષવાની તેણે વિનતિ કરી છે.

મહાત્માજીને જો આપણે મહાસભાના પ્રતિનિધિ અને પ્રાણ તરીકે લેખીએ, કે જે તેઓ છે જ, તો દેશી રાજયોની પ્રજા માટે આથીયે પણ વધુ જવાબદારી મહાસભાએ સ્વીકારી છે.

રાજકોટની બીજી લડત વખતે મહાત્માજીએ ચોકખું કહ્યું હતું કે "હવે લડત રાજકોટના રાજવી અને રાજકોટની પ્રજા વચ્ચેની રહી નથી, પણ, બ્રિટિશ શાહીવાદ અને રાષ્ટ્રીય મહાસભા વચ્ચે છે."

આ જ અરસામાં ગાંધીજીએ એક લેખમાં એ મતલબનું જણાવ્યું હતું કે, મહાસભાના અંકુશ નીચેની પ્રાંતિક સરકારો પોતાના પ્રાંતોમાં આવેલા દેશી રાજયોમાં પ્રવર્તતી સ્થિતિ પ્રત્યે ઉદાસીન રહી શકે નહિ. જે રીતે પ્રાંત નીચેના કોઇ રીયાસતી પ્રદેશમાં કોઇ રોગચાળો ફાટી નીકળ્યો હોય તો, તે જેમ પ્રાંતમાં વસતા લોકોને પણ અસર કરે છે અને તેથી એવા દેશી રાજ્યમાં ફાટી

નીકળેલા રોગચાળાને અટકાવવા પ્રાંતિક સરકારને અધિકાર છે. તે જ રીતે દેશી રાજ્યોમાં જ્યારે આવો નૈતિક રોગચાળો (જુલ્મ, દમન, ગુંડાગીરી વગેરે) ફાટી નીકળ્યો હોય ત્યારે, તે અટકાવવાનો પણ પ્રાંતિક સરકારોને સંપૂર્ણ અધિકાર છે.

મહાત્માજીના ઉપરોકત શબ્દો પછી તો, દેશી રાજ્યોમાં પ્રવર્તતી સ્થિતિ વિષે તકેદારી રાખવા અને જરૂર હોય તો તેમાં યોગ્ય ફેરફારો કરાવવાનો પણ અધિકાર મહાસભાના પ્રધાન મંડળોને છે, એ નક્કી થયું છે. અને એ જ રીતે મહાસભાના પ્રધાન મંડળો અને મહાસભાની પ્રાંતિક સમિતિઓની પણ દેશી રાજ્યોની પ્રજાને મદદ કરવાની જવાબદારી પણ સ્થાપિત થઈ છે. મહાસભાના બંધારણમાં પણ દેશી રાજ્યો જે જે પ્રાંતમાં આવ્યા હોય, તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિઓના અવિભાજ્ય અંગ તરીકે તેમને લેખવામાં આવ્યા છે. અને જેટલી જવાબદારી બ્રિટિશ હિંદમાં આવેલા પોતાના જીલ્લા કે તાલુકા પ્રત્યે હોય, તેટલી જ જવાબદારી પોતાના પ્રાંતમાં આવેલા દેશી રાજ્યોના જીલ્લા કે તાલુકા પ્રત્યે પ્રાંતિક સમિતિઓની ગણવામાં આવી છે.

મહાસભાના દેશી રાજ્યોની પ્રજા પ્રત્યેની જવાબદારીઓનું આટલું સ્પષ્ટીકરણ કર્યા પછી, કાઠિયાવાડના દેશી રાજ્યો સંબંધમાં મહાસભાએ શું કર્યું તે જોઈએ. આખો કાઠિયાવાડ ગુજરાત પ્રાંતિક સમિતિ નીચે મુકવામાં આવ્યો છે, અને કાઠિયાવાડ મુંબઈ ઈલાકામાં

આવેલું હોઈને, મુંબઈ ઈલાકાની પ્રાંતિક મહાસભાવાદી સરકારને તેમાં ચાલી રહેલી પરિસ્થિતિ પ્રત્યે તકેદારી રાખી યોગ્ય લાગે ત્યાં ફેરફારો કરાવવાની માંગણી કરવાનો અધિકાર છે. અને એ જ રીતે જવાબદારી પણ છે.

જે જવાબદાર રાજતંત્રની પ્રવૃત્તિ અને છેવટે લડતને મહાસભાએ ન્યાયી ગણાવી તેના તરફ સંપૂર્ણ હમદર્દી જાહેર કરેલ છે, એ જવાબદાર રાજતંત્રની પ્રવૃત્તિ કાઠિયાવાડના જે જે રાજ્યમાં પ્રજાએ ઉપાડી તે તે રાજ્યમાં, લગભગ વિના અપવાદે, પ્રજા ઉપર ભયંકર જુલ્મો વરસાવવામાં આવ્યા અને કાયદાને અને માનવતાને નેવે મુકી વધુ ઓછે અંશે ગુંડારાજની સ્થાપના કરવામાં આવી. આ બધી હકીકતથી મહાસભાના અગ્રણીઓને વાકેફ કરવામાં આવ્યા હતા. ઘણાં ખરા રાજ્યમાં તો મહાસભાના અગ્રણીઓના હાથમાં જ સીધા સુકાન હતાં.

રાજકોટની ગુંડાગીરી વિષે તો, મહાત્માજી પોતે જ જ્ઞાત હતા અને તેમણે પોતે એ સંબંધમાં અનેક વખત લખ્યું પણ હતું.

જુનાગઢની ગુંડાગીરી વિષે મહાત્માજી જ્યારે રાજકોટ હતા, ત્યારે જુનાગઢ પ્રજા મંડળના અગ્રેસરોએ આખીએ હકીકત તેમની સમક્ષ રજુ કરેલી, અને જુનાગઢની પ્રજા ઉપર ચલાવવામાં આવેલ અમાનુષી દમનનો તેઓને ખ્યાલ આપેલો.

લીંબડીની ગુંડાગીરીથી પણ મહાસભાના અગ્રણીઓ અને મહાત્માજી વાકેફ હતા. લીંબડી રાજ્ય પ્રજા પરિષદના પ્રમુખ દરબાર ગોપાળદાસ દેશાઈ ગુજરાત પ્રાંતિક સમિતિના પ્રમુખ સરદાર શ્રી વલ્લભભાઈ પટેલના જમણા હાથ સમા હોઇને, લીંબડીમાં ચાલતા દમન વિષે તેમને સત્તાવાર માહિતી મળતી હતી.

જામનગરમાં પ્રવર્તતા ગુંડા રાજ્યથી પણ સરદાર-શ્રી ને મહાત્માજીને વાકેફ કરવામાં આવ્યા હતા.

વીઠલગઢના 'છોટા ઝારે' જે પાશવી અત્યાચારો કર્યા તેનું તાદૃષ્ય વર્ણન પણ વીઠલગઢના ગુંડારાજ્યના ભોગ થઈ પડેલા પ્રજા સેવકોએ જાતે જ મહાત્માજીને આપ્યું હતું.

આમ કાઠિયાવાડના દેશી રાજ્યોમાં ફાટી નીકળેલા "નૈતિક રોગચાળા" વિષે ગુજરાત પ્રાંતિક સમિતિ અને મહાસભાના મોવડીઓ પૂરેપુરી રીતે વાકેફ હતા. મુંબઈનું મહાસભાવાદી પ્રધાન મંડળ પણ આ બધી હકીકત જાણતું હતું એમ કહેવામાં જરા યે હરકત નથી.

એટલે, સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય છે કે, હજી તો થોડા જ મહિનાઓ પહેલાં જ, જે 'રોગચાળો' અટકાવવાની ફરજ અને અધિકાર મહાસભાવાદી પ્રધાન મંડળ અને મહાસભાના અગ્રણીઓ લેખતા હતા, તે અટકાવવાને માટે તેમણે શું કર્યું?

અને આ પ્રશ્નનો જવાબ દુઃખદ હોવા છતાં, સ્વીકારવું જ રહ્યું કે નકારમાં મળે છે. મુંબઈના મહાસભાવાદી પ્રધાન મંડળે આ માટે ગવર્નર મારફત હિંદી સરકાર ઉપર દબાણ લાવવા કશું જ કર્યું નથી, કે નથી ગુજરાત પ્રાંતિક સમિતિએ આ સંબંધમાં એક પણ ઠરાવ કર્યો.

આમ કેમ? શું જગતના બળવાનમાં બળવાન તરીકે લેખાતા બ્રિટિશ શાહીવાદ સામે બાથ ભીડનાર મહાસભા અને મહાત્માજીમાં એ જ શાહીવાદના રમકડાં સમા દેશી રાજ્યો સામે લડવા જેટલી તાકાત ન હતી?

ના, એમ નથી. મહાસભામાં તો હજી યે બ્રિટિશ શાહીવાદનો વિજયી સામનો કરવા જેટલી તાકાત ભરી પડી છે. તો પછી એ શાહીવાદનાં પ્યાદાઓને તો મહાસભા ઘણી જ આસાનીથી સીધા દોર કરી દઈ શકે તેમ છે.

પણ આવી તાકાત હોવા છતાં, દેશી રાજ્યોમાં પ્રવર્તતી 'નૈતિક રોગચાળા' સમી આ અમર્યાદ ગુંડાગીરીને અટકાવવા કશું જ સક્રીય પગલું ન ભરવા પાછળ મહાસભાના વર્તમાન મોવડી મંડળની ચોક્કસ પ્રકારની નીતિ રહી છે. આ નીતિ એ કોઈ પણ પ્રકારના સીધા સામનાથી વિરૂદ્ધની નીતિ છે, અને એ એક દેશી રાજ્યો પુરતી જ મર્યાદિત નથી. પણ, સમસ્ત હિંદના પ્રશ્નો વિષે એ નીતિની દૃષ્ટિએ કામ લેવાઈ રહ્યું છે, અને આજે પણ એ જ નીતિ અમલમાં છે.

મહાસભાના વર્તમાન મોવડી મંડળની આ લડત-વિરોધી નીતિના કારણોમાં ઉંડાણથી અને વિગતથી ઉતરવા અહીં અવકાશ નથી, તેમ એ પ્રાસંગિક પણ નથી. આમ છતાં, એ નીતિ અનેક કિસ્સાઓમાં અમલમાં મુકાયેલી આપણે જોઈ શકીએ તેમ છીએ.

રાજકોટની બીજી લડત વખતે "આ લડત બ્રિટિશ શાહીવાદ અને મહાસભા વચ્ચે છે" એવી મહાત્માજીની જાહેરાત પછી, કુદરતી રીતે જ સહુ કોઈ આશા રાખતું હતું કે, હવે રાજકોટનો પ્રશ્ન અખીલ હિંદ પ્રશ્ન બનશે અને ગુજરાત, મુંબઈ ઈલાકા, બીજા પ્રાંતો એમ ક્રમશઃ લડત વિશાળ અને વિશાળ સ્વરૂપ લેતી જશે. આમ છતાં, આ લડત-વિરોધી નીતિને કારણે રાજકોટની લડતને બહુ જ ઝડપથી મર્યાદિત બનાવી દેવામાં આવી. અને મુંબઈ તેમ જ બીજા પ્રાંતોની મહાસભાવાદી સરકારોને હોદ્દાઓ ફગાવી દઈ લડતમાં જોડાવાની હાકલ કરવાને બદલે મહાત્માજીએ રાજકોટની સ્થાનિક લડત પણ બંધ કરી દઈ એનો બધો બોજો પોતાને માથે ઉઠાવી લઈ આમરણ ઉપવાસનો રસ્તો લીધો.

મહાત્માજીનું આ પગલું ભવ્ય અને બલીદાનની ભાવનાથી ભરપુર હતું. આમ છતાં પણ, એ પગલું વ્યક્તિગત હોવાને કારણે, રાજકોટની સ્થાનિક લડતને થંભાવી દઈને લેવાયલું હોવાને કારણે, એ પગલું રાજ-કોટની પ્રજાકીય લડતના વિકાસને અવરોધતું હતું અને એ રીતે લડત-વિરોધી બનતું હતું. મહાત્માજીના આ

પગલાંનું પરિણામ, મહાત્માજીની ઇચ્છાએ કે અનિચ્છાએ, એ આવ્યું કે, સારા યે હિંદમાં બ્રિટિશ શાહીવાદ-વિરોધી લડત ફેલાતી અટકી ગઈ.

એ પછી પણ, જ્યારે "ગ્વાયર ચુકાદા"ને અમલી બનતો અટકાવવા માટે રાજકોટના સત્તાવાળાઓએ જે અનેક પ્રપંચો અને કાવત્રા રચ્યા ત્યારે, એક માત્ર સીધો રસ્તો હતો, વાઇસરોયને પોતાનું વચન પાળવા આમંત્રણ આપવાનો, અને વાઇસરોય પોતાનું વચન ન પાળે તો, સારા યે દેશમાં શાહીવાદ-વિરોધી લડતના મોરચા માંડવાનો.

પણ, આ સાચો રસ્તો લેવાને બદલે મહાત્માજીએ 'હૃદયપલ્ટા'નો માર્ગ ગૃહણ કર્યો. આ રસ્તો લઈને મહાત્માજીએ તે સમયે શાહીવાદ-વિરોધી લડતના વિકાસની જે કાંઈ શકયતાઓ હતી તે બધી નિર્મુળ કરી નાખી.

'હૃદયપલ્ટા'નું આ પગલું, ઉપવાસની જેમ, મહાત્માજીની લડત-વિરોધી નીતિનું જ પરિણામ હતું, એ કહ્યા વગર ચાલે તેમ નથી. ઉપવાસ તેમની લડત-વિરોધી નીતિનું પ્રથમ પગથીયું હતું, ત્યારે 'હૃદયપલ્ટો' એ નીતિનું બીજું પગથીયું હતું.

મહાત્માજીના ઉપરોકત પગલાંઓનું પરિણામ શું આવ્યું એ તો આજે સર્વ વિદિત છે એટલે એ વિષે અહીં લંબાણ કરવાની જરૂર નથી.

પણ, અહીં બીજી એક વસ્તુનો નિર્દેશ કરવો અસ્થાને નહિ ગણાય. ઉપવાસ દરમ્યાન અને ઉપવાસ પછી, રાજકોટના સ્થાનિક કાર્યકરો સાથેની ચર્ચાઓમાં અનેક વખત ગાંધીજીએ પોતાનો 'સત્તાની શાંતિપૂર્વકની ફેરબદલી'નો (Peaceful transfer of Power) સિદ્ધાંત પ્રતિપાદન કર્યો હતો. અને ભારપૂર્વક એને વળગી રહેતા હતા. ગાંધીજીના આ સિદ્ધાંતનો અર્થ એ હતો, અને છે કે, હિંદુસ્તાનની રાજસત્તા બ્રિટિશ શાહીવાદના હાથમાંથી હિંદુસ્તાનની પ્રજાના હાથમાં આવે એ માટે બ્રિટિશ શાહીવાદ સામે લડત કરવાની જરૂર નહિ પડે. પણ, બ્રિટિશ શાહીવાદ વગર લડતે હિંદુસ્તાનની પ્રજાને રાજસત્તા સુપ્રત કરી દેશે એવી એક શકયતા ગાંધીજી જોતા હતા અને આજે પણ જુએ છે. અને એટલે જ, એમના 'સત્તાની શાંતિપૂર્વક ફેરબદલી'ના સિદ્ધાંત પર 'હરિજન'માં તેમજ વાર્તાલાપમાં અને ચર્ચાઓમાં મહાત્માજી અનહદ ભાર મૂકતા હતા.

આ બધું જોતાં, એમ કહ્યા વગર ચાલે એમ નથી કે, ગાંધીજીની નીતિ એ લડત–વિરોધી નીતિ હતી અને ગાંધીજીના એકે એક પગલાં શાહીવાદ–વિરોધી લડતને અવરોધતા હતા.

આ જ સ્થિતિ જયપુર અને ત્રાવણકોર વિષે થઈ. જયપુરમાં મહાત્માજીની પોતાની સંમતિથી જ જયપુર રાજ્ય પ્રજા મંડળના પ્રમુખ શેઠ જમનાલાલ બજાજે

અવિનય ભંગની લડત શરૂ કરી હતી. એ લડત સારી રીતે ચાલવા છતાં, એ જો વધુ વખત ચાલ્યા કરે તો, હરેક લડત માટે છે તેમ, એ લડત પણ વિશાળ અને વધુ વિશાળ સ્વરૂપ લેતી જાય અને તેમાંથી પણ રાષ્ટ્ર-વ્યાપી શાહીવાદ-વિરોધી લડત જન્મ પામે, એ માટે જ, આ લડત-વિરોધી નીતિનો અમલ ત્યાં કરી જયપુરની લડત પાછી ખેંચી લેવામાં આવી. આ જ સ્થિતિ ત્રાવણકોરની બની.

આમ જ્યારે ગુંડાગીરીને શકય બનવાના કારણો વિષે આપણે વિચારીએ ત્યારે, એમ લાગ્યા વિના રહેતું નથી કે, જે રીતે દેશી રાજ્યોમાં ચાલતી આ ગુંડાગીરીમાં બ્રિટિશ શાહીવાદનો સીધો હાથ રહેલો છે, તે જ રીતે એ દબાવી દેવાની શકયતા હોવા છતાં, તે ન દબાવી દેવાની જવાબદારી પણ મહાસભાને શીરે આવે છે. જો મહાસભાએ આ 'નૈતિક રોગચાળો' કાબુમાં ન આવે તો, પ્રાંતોના વહીવટની જવાબદારી વધુ વખત પોતાને માથે ચાલુ રાખવાની ઘસીને ના કહી દીધી હોત તો, ઘડીના છઠ્ઠા ભાગમાં આ બધી ગુંડાગીરી બંધ કરાવવાની શાહી સરકારને ફરજ પડત. જો પ્રાંતિક સમિતિઓ પોતાના દેશી રાજ્યોના ભાઈ-બ્હેનોની મદદે આવી હોત, અને સક્રિય આંદોલન તેણે ઉપાડયું હોત તો, દેશી રાજ્યોની આપખુદી એ પ્રચંડ પૂરમાં ખેંચાઈ જઇ સદાને માટે અસ્ત થઈ હોત. પ્રાંતિક સમિતિઓની એ જવાબ-દારી હતી, મહાસભાવાદી પ્રધાન મંડળનો એ ધર્મ હતો.

એ જવાબદારી ન ઉઠાવાય, એ ધર્મ ન બજાવાયો અને પરિણામે દેશી રાજ્યોના મધ્યકાલીન, આપખુદ અને એક હથ્થુ વહીવટમાં સ્વાભાવિક એવી ગુંડાગીરી અને પાશવી અત્યાચારો સફળ થયા, વધુ અને વધુ ઉગ્ર તેમજ બેકાબુ બન્યા, અને રાજસ્થાની પ્રજા–જીવનનો વિકાસ રૂંધાઈ જવા પામ્યો.

## ૧૯

# ઉપસંહાર

હવે આપણું પુસ્તક પૂરું થાય છે. પૂરું કરતાં પહેલાં, પુસ્તકની અંદર આપેલી હકીકતો વિષે થોડી ચર્ચા કરી લઇએ.

પુસ્તકની અંદર મૂકવામાં આવેલી બધી હકીકતો બનેલી અને સાચી છે. એમાં જરા પણ અતિશયોક્તિ કરવામાં આવી નથી. ક્યાંક ક્યાંક વાચકને અતિશયોક્તિ થયાની છાપ પડશે, એ વસ્તુ મારી ધ્યાન બહાર રહી નથી. પણ, દેશી રાજ્યોના વહીવટ અને કાર્યપદ્ધતિથી પરિચિત એવા લોકોને, આમાં ક્યાંય પણ અતિશયોક્તિ થયેલી નહિ લાગે.

પુસ્તકની અંદર, રાજ્યની ગુંડાગીરી સંબંધમાં અનેક વ્યક્તિઓ વિષે કડક અને સખ્ત ટીકાઓ કરવામાં આવી છે. પણ, રાજ્યને, કોઇ અમલદારને કે બીજી કોઈ

વ્યક્તિને જરા પણ અન્યાય ન થઇ જાય એની ખૂબ ચીવટ રાખવામાં આવી છે. અને એ જ કારણે, જરા પણ શંકાસ્પદ હોય એવી બધી હકીકતો પડતી મૂકવામાં આવી છે.

એ વાત સાચી છે કે, ગુંડાગીરીના પ્રસંગોમાં અમુક વ્યક્તિઓ અને અમલદારો સંડોવાયા હોવાની વાત અપાઇ છે. એટલું જ નહિ, એમના પર કેટલાક આરોપો પણ મૂકવામાં આવ્યા છે. આમાં કોઈની પણ વ્યક્તિગત કે અંગત ટીકા કરવાનો આશય નથી. પ્રજાજીવન સાથે સંબંધ ધરાવતા એમના કાર્યો કે પગલાંની જ એમાં આક્ષેપ-પૂર્ણ ટીકા કરવામાં આવી છે.

કોઈ પણ વ્યક્તિ પર કોઈ પણ પ્રકારની ટીકા કરવી કે આક્ષેપ કરવા એ જરૂર ઈચ્છનીય નથી. પણ, જ્યારે કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓ, રાજ્યનું એક અંગ બનીને, પ્રજાકીય બળોને તોડી અને રહેંશી નાખવા માટે ખુલ્લી રીતે મધ્યકાલીન રસ્તાઓનો આશ્રય લે, ત્યારે એવા પ્રસંગોનાં વર્ણનો કરતી વખતે, એવી વ્યક્તિ કે વ્યક્તિઓને ન છુટકે પણ સંડોવવી પડે છે. એ પ્રસંગ પૂરતી એ વ્યક્તિ રાજ્યનું જ એક અંગ કે હથિયાર બનવાને કારણે તે 'સ્વતંત્ર' મટી જાય છે. અને એટલે જ, એવી વ્યકિતઓ સામેની ટીકા કે આક્ષેપો વ્યકિતગત નથી બનતા, પણ રાજસત્તા સામેના જ બની જાય છે.

પુસ્તકમાં મહારાજા જામ સાહેબ સામે પણ લખવામાં આવ્યું છે. એમાં પણ, જામસાહેબની વ્યકિતગત

ટીકા કરવાનો જરા પણ આશય નથી. જે અર્થમાં અને જેટલે અંશે, જામ સાહેબ નવાનગર રાજ્યના 'વ્યકિતગત' રાજા છે, એ જ અર્થમાં અને એટલે જ અંશે, પુસ્તકમાંની જામ સાહેબ સામેની ટીકાઓ 'વ્યક્તિગત' ટીકા કહી શકાય. રાજ્ય કારોબારથી અલગ એવા જામ સાહેબના વ્યક્તિગત કે અંગત જીવન વિષે પુસ્તકમાં એક શબ્દ પણ, કયાંય લખવામાં નથી આવ્યો એ વાચકો બરાબર જોઈ શકયા હશે.

પુસ્તકમાં પ્રજા મંડળના આગેવાનો વિષે પણ થોડીક ટીકા કરવામાં આવી છે. એમના પર ટીકા કરવાની જરૂરિયાત એ દુઃખદ વસ્તુ હોવા છતાં પણ, એ અનિવાર્ય હતું.

આપણે જ્યારે આખા પ્રજા જીવનનો વિચાર કરતા હોઈએ, પ્રજાકીય બળોનું ઉત્થાન, એનો વિકાસ, એ વિકાસની આડે આવતી રૂકાવટો વગેરે વસ્તુઓનો આપણે વિચાર કરતા હોઈએ ત્યારે, પ્રજા જીવનને અને પ્રજાકીય બળોને નામશેષ કરી નાખવા માટે ઉપયોગમાં લેવાયેલી ગુંડાગીરીને પ્રજાકીય આગેવાનોની જે કાર્યનીતિ અને વલણ મદદરૂપ થઈ પડયા હોય, એની પણ સમિક્ષા કરવી જરૂરી થઈ પડે છે.

અને જે પુસ્તકોનો હેતુ કેવળ, ઇતિહાસ–આલેખન કરવાનો ન હોય, પણ દેશી રાજ્યોના કાર્યકર્તાઓને એમની ભવિષ્યની લડતમાં મદદરૂપ બનવાનો હોય ત્યાં,

પ્રજાકીય કાર્યકરોની પ્રજા–વિરોધી દરેક કાર્યનીતિ અને પગલાંની ટીકા અનિવાર્ય થઈ પડે છે.

એટલે આ પુસ્તકમાં આગેવાનો સામે કરવામાં આવેલી ટીકા એમની નરમ કાર્યનીતિ અને એમના ઢચુપચુ વલણની ઉપરની જ ટીકા છે. એમાં વ્યક્તિગત ટીકાનો આશય નથી.

આજે દેશી રાજ્યોમાં પ્રજા જીવનને અને પ્રજાકીય પ્રવૃતિઓને કચડી નાખવા માટે દરેક ઠેકાણે ગુંડાગીરીનો અને મધ્યકાલીન રસ્તાઓનો ઉપયોગ કરવામાં આવે છે. ઘણાંખરા પ્રસંગોમાં આવી ગુંડાગીરીની હકીકતો પ્રકાશન પામ્યા વગર રહી જાય છે, અને પરિણામે, દેશી રાજ્યોની બ્હાર રહેતી પ્રજા દેશી રાજ્યોમાં બનતાં આ બનાવોથી બીલકુલ અજાણ રહે છે.

આ પુસ્તક દ્વારા, સારા યે ગુજરાતની જનતાને જામનગરમાં ચાલી રહેલા ગુંડારાજ નીચે પ્રજાની ભયાનક અને ત્રાસદાયક અવદશાનો ખ્યાલ આપવાનો અને ગુંડાગીરી પાછળના છુપા હાથોને જાહેર જનતા સમક્ષ ખુલ્લા પાડવાનો મારો આ એક નમ્ર પ્રયાસ છે.

આશા છે કે, દેશી રાજ્યોના રાજકીય આંદોલનોમાં રસ લેતા મિત્રો આ પુસ્તકને આવકારશે.

# પરિશિષ્ટ ૧

## શ્રી શાંતિલાલ દલાલના નિવેદનમાંથી : (પૃષ્ટ ૨૫)

"...અર્ધ રસ્તે જ્યારે પહોંચ્યો ત્યારે બોરડીના ઝાડ પછવાડેથી ચાર માણસો નીકળી પડયા. હું સાયકલ ઉપર જતો હતો. મને એક જણાએ કાંઇપણ વાતચીત ન કરતાં મારા ખમીસનો કોલર પકડયો અને એક બીજાએ મારી સામે બંદુકની નળી ધરી. ત્રણ જણની પાસે તલવારો હતી. જેણે મારી સામે બંદુક ધરી હતી એણે પુછ્યું "શા માટે અહિં આવ્યો છો? તું કોણ છો?" મેં કીધું કે હું ગાંધીનો માણસ છું અને જામનગરથી અહિ લોકોમાં જાગૃતિ લાવવા આવેલો છું." મને તે બંદુકધારીએ કહ્યું કે "તું અહિં બધાને જગાડવા આવ્યો છે પણ તું જ અહિ સુઇ જઇશ ખબર છે?" મેં કહ્યું કે "કઇ રીતે?" આથી બંદુકધારીએ કહ્યું કે "કઇ રીતે! આટલી જ વાર છે. આ કાકી જોઇ છે?" એમ કહી બંદુકની નળી બતાવી.

"બંદુકધારીએ કહ્યું કે "તું આટકોટ તાલુકો છોડીને ચાલ્યો જાજે, આ વખતે તો જવા દઇએ છીએ પણ જો આટકોટ તાલુકો નહિ છોડ તો ધ્યાન રાખજે તારૂં કાટલું કાઢી નાખવું પડશે. આ કાંઇ રાજકોટનું ફોસી રાજ નથી. અહિં જામનગર રાજ્ય છે. કાપીને દાટી દેશું તોય ખબર નહિ પડે."

**શ્રી કેશવલાલ કુંડલીયાના નિવેદનમાંથી : [ પૃષ્ટ ૨૬ ]**

"... ભાણવડ મુકામે સભા હતી...પોલીસ ફોજદાર વગેરે થોડે દુર બેઠા હતા. મારૂં ભાષણ પૂરૂં થયા પછી શ્રી રૂપજી નજરઅલીએ ભાષણ શરૂ કર્યું હતું. તે વખતે અંજુમને ઇસ્લામના (જામનગર) માણસો અને જામનગરથી આવેલ ગુંડાઓ સભાની વચ્ચમાંથી નીકળી ટેલીફોન ઉપર ટેલીફોનની કોટડીએ વાતચીત કરવા ગયા હતા. અને પાછા ફરી સભાની વચમાં બેસી ગયા હતા. તેમાં ઘણાએ લાલ સાફા બાંધ્યા હતા. અને ઘણાંએ લાલ ટોપી પહેરી હતી. લાલ સાફા બાંધેલામાં બે ત્રણ જણે સરકારી ગરમ ખાખી ઓવર કોટ પણ પહેરેલ હતા.

"સભા પૂરી થવાની તૈયારી હતી, ત્યાં, એક ગુજરાતી પટણી, જામનગરનો રહીશ અને રોડ ડિપાર્ટમેન્ટનો ખટારો હાંકનાર, ઉભો થયો અને કહ્યું કે "...આપણા જામ બાપુ તો આપણે કહીએ તેમ કરે છે અને જે માંગીએ તે આપે છે. માટે આનું કોઇ માનશો નહિ."

"એમ કહી તુરત જ સભા વચ્ચે આ લોકો લાકડી સહીત ઉભા થયા અને અમો જે ઓટલા ઉપર ભાષણ કર્તા હતા ત્યાં ધસી આવ્યા અને મારો કોટ ઝાલી મને પછાડયો અને લાકડીયોનાં ઘા કરવા લાગ્યા. ત્યાં બીજા માણસો આવી અને આડા પડયા, અને મને આઘે ખેંચી ગયા.

"... તે પછી તરત જ રૂપજીભાઇને ઓટલા પાસેથી ઢસરડી અને મારવા લાગ્યા. બાબુભાઇ લોહાણી અને દલપતરામ રેવાશંકરને મારવા માંડયા, અને લાઠીઓ ફેરવી આખો ચોક ખાલી કરાવી નાખ્યો. આ વખતે બીન ડ્રેસી પોલીસો પણ હતા અને કોઇ કોઇ મારવામાં પણ સામેલ હતા. ફોજદાર વગેરે થોડે છેટે દરબારગઢના ઓટલા ઉપર બેઠા હતા તે અંદર ભરાઇ ગયા."

**શ્રી ચુનીલાલ પોપટના નિવેદનમાંથી : [ પૃષ્ટ ૨૬ ]**

"અમે પાંચ ભાઇઓ પરિષદના પ્રચારાર્થે ભાણવડ ગયેલા... સભામાં તદ્દન શાંતિ હતી. ત્યાં જામનગરથી આવેલા મુસલમાન ખાટકી સભામાં ધસી આવ્યા અને એક ઉંચો અને જાડો માણસ જેણે ઓવરકોટ પહેર્યો હતો અને લાલ સાફો બાંધ્યો હતો, તે કડી-વાળી લાકડી સહીત મોખરે આવી બોલ્યો "જામસાહેબ તો બધું આપે છે પણ આ લોકો માનતા નથી" તેમ કહી પ્લેટફોર્મ નજદીક ધસી આવ્યા અને બધાને નીચે પગ પકડીને પછાડી લાકડીઓ મારવા માંડયા અને ઢસડી જવા લાગ્યા. મને પછાડી વાંસામાં ઘા થતાં હું પડી ગયો અને ખોપરીની વચોવચ ઘા લાગતાં લોહીની છોળ ઉડી... ત્યારપછી ઉપચાર થતાં હું ભાનમાં આવ્યો."

**શ્રી રૂપજી નજરઅલીના નિવેદનમાંથી : ( પૃષ્ઠ ૨૬ )**

"તા. ૨૫ મી જાન્યુઆરી ૧૯૩૯ ના રોજ શ્રી કેશવલાલ કુંડ-લીયા, લાલજી જીવરાજ, ચુનીલાલ પોપટલાલ, મગનલાલ ચાંદલીયા અને હું, એમ પાંચ જણા પરિષદના પ્રચારાર્થે ભાણવડ ગયા હતા. અમે રાતના સાડા આઠ વાગે ગામની અંદરનાં ચોકમાં સભા ભરી હતી. લગભગ દોઢેક કલાક સભા ચાલ્યા પછી, સભા બરખાસ્ત થવાની તૈયારી કરતા હતા ત્યાં હાથમાં ડાંગ લઇને એક માણસ ઉભો થયો અને શ્રોતાઓને પોતાનું સાંભળવા અરજ કરી. બે ત્રણ મીનીટ સુધી પરિષદ અને તેના કાર્યકરોની વિરૂદ્ધ બોલ્યો, અને, મહારાજા સાહેબ જે માગીએ તે આપે છે એમ કહીને, જે કહેવું હોય તે મહારાજા જામસાહેબ પાસે જઇને કહેવાનો શ્રોતાઓને ઉપદેશ કર્યો. બધાએ તેને શાંતિથી સાંભળ્યો અને તે બોલી રહ્યા પછી મેં સભા બરખાસ્ત થયેલી જાહેર કરી અને લોકોને શાંતિથી વિખેરાઇ જવા જણાવ્યું.

"સભા બરખાસ્ત થઇ કે તુરત જ વીશેક જેટલા લાકડી-ધારીઓ અમારી તરફ ધસતા આવવા લાગ્યા. આ ગુંડાઓને

અમારી તરફ ધસતા આવતા જોઈને સ્થાનિક જુવાનીયાઓએ અમારી આગળ કોર્ડન કરી તેઓને આવતા રોકવાનો પ્રયત્ન કર્યો. આથી ગુંડાઓએ લાઠીના ઘા મારી કોર્ડનને તોડી નાખી, ભાઈ કેશવલાલને ઝાલી નીચે ખેંચ્યાં અને લાઠીઓથી ટીપવા માંડયાં. તરત જ બીજા ગુંડાએ મારા ખમીશની ચાળ પકડીને મને નીચે પછાડયો, અને પગ ઝાલી ઢસડીને દૂર ચોકનાં બીજા ખુણાં સુધી લઈ ગયો. મને બચાવવા માટે ઘણાં લોકોએ આવવા પ્રયત્ન કર્યો પણ તેને ગુંડાઓએ લાઠીઓ મારી મારીને દૂર કર્યા, અને લોકોનાં ટોળાં ઉપર તુટી પડયા.

"મને દૂર ખેંચી ગયા પછી સાફાથી બાંધીને ત્રણ ગુંડાઓ ઉપરા ઉપરી વાંસામાં અને ખભા ઉપર લાઠીઓથી ટીપવા માંડયા. માર માર્યા પછી મને ઢસરડીને વેરાડના નાકા તરફ લઇ જવામાં આવ્યો, જ્યાં મને મુકી દઇને 'મહારાજા જામ સાહેબ'ની જય બોલાવતા ગુંડાઓ ચાલ્યા ગયા."

**મઘી રવાનું નિવેદન : [ પૃષ્ટ ૩૪ ]**

"મારૂં નામ મઘી રવા, રહેવાશી જામવંથલી. અમારી નાતના પટેલ લીંબા કચરા ગઈ કાલે રાતની ગાડીમાં અહિં આવ્યા હતા. બીજે દિવસે સવારે જામનગરથી મોટર મંગાવી ને મારા ભાઈને કહ્યું કે મઘીને જામનગર લઈ જવા માગું છું. મેં ના પાડી. હું પરણેલી છું. મારા સસરા પડધરી છે. હું દીવાળી ઉપર આણું વળી સાસરે જવાની હતી. ત્યાં પટેલે આવી મારા ભાઈના જામીન લીધા છે કે આવતી કાલે મઘીને જામનગર હાજર કરશો, નહિં તો, તમને જીવા સેતા (પોલીસ લોકઅપ)ને ડેલે જવું પડશે. હું લીંબા કચરાને ઘેર જવા બીલકુલ નાખુશ છું. મને વગર વાંકે જામનગર લઇ જાય છે, મારૂં કોઈ નથી. મને બીક એ છે કે જામનગર લઇ જઇ મારૂં કોણ શું કરશે. જો મને પરાણે જામનગર લઇ જશે તો, હું શું કરૂં. જો હું મારી બેનને ઘેર જાઉં છું તો મારા

ભાઇઓને બીવરાવે છે, ને મને બીક લાગે છે. મારી મા અને બાપ મરી ગયા છે. ને મારા ભાઇઓને બીવરાવીને મને જામનગર લઇ જવા માગે છે. ભાદરવા સુદ ૧૫."

**શ્રી કનૈયાલાલ દુર્લભજી જોશીના નિવેદનમાંથી: [ પૃષ્ટ ૩૭ ]**

"હું તથા શંકરલાલ જામનગરથી રવાના થઇ જામવંથલી, કાળાવડ, સરવરીયા, સણોસરા થઇ અમે બામન ગામ જતા હતા. રસ્તામાં ટોડા નામે ભાયાતી ગામ આવે છે. તેના પાદરમાંથી અમે પસાર થતા હતા, ત્યારે એક કોઇ અમલદાર અને તેની સાથે સાદા વેશમાં તેનો સિપાઇ હતો. તેણે પ્રથમ મને બોલાવ્યો અને કહ્યું કે કયાં રહેવું, શું કામ જાઓ છો, વગેરે પુછી તેણે મારો કાન પકડી લપાટ મારી. ગાડીમાંથી લાકડી લઇ મારા પગ ઉપર જોરથી ૭ લાકડી મારી. આથી હું ઉભો રહી ન શકવાથી પડી ગયો. ત્યારે મારી ઉપર પાટુ તથા લાકડીનો પ્રવાહ ચાલુ રાખ્યો. મારતાં મારતાં અતિશય ગાળો આપી. સાથેના ભાઇ શંકરલાલને પોલીસ સીસાનાં દંડાવાળી લાકડી મારવા લાગ્યો. અમોને મારીને સણોસરા તરફની સડક ઉપર ફેંકવામાં આવ્યા અને પોતે પોતાની ગાડી ત્યાં રોકી ખટારામાં ઉપડી ગયા. અમે મારને અંગે બેભાન જેવા બની ગયા હતા...... આ બીના તા. ૨૩-૧-૩૯ ના સાંજના સાત વાગે બની હતી."

## ૨૦ મી એપ્રીલની ગુંડાગીરી અંગેના નિવેદનો (પૃષ્ટ ૫૫)

**શ્રી ખુશાલચંદ દયાળજી મહેતાના નિવેદનમાંથી:**

"પોલીસ ઇન્સ્પેકટરને બોલાવવા દિવાન સાહેબે હુકમ આપતાં અર્ધી કલાકે તેઓ આવ્યા. આ દરમ્યાન ગુંડાગીરી તો ચાલુ જ હતી, તે અટકી નહિ. પોલીસ ઇન્સ્પેકટર શ્રી પ્રાગજી નથુ

ચાવડા આવ્યા અને તેને દિવાન સાહેબે હુકમ આપ્યો કે ગુંડા-ગીરી કરનારને જલ્દી કેદ કરો અને સરઘસને વિખેરી નાખો.

"મીલીટરી સેક્રેટરી શ્રી હિંમતસિંહજી આવ્યા. મેં ફરિયાદ કરતાં તેઓએ કહ્યું કે "પોલીસના અખત્યારની આ વાત છે. જો તેઓ અશક્તિ જાહેર કરે તો જ હું કાંઇ કરી શકું." આખરે પ્રજામંડળના સેક્રેટરી શ્રી ગોકલદાસની દુકાન લુંટાય છે અને બીજી ગુંડાગીરી થાય છે એવા મીનીટે મીનીટે સમાચાર મળતાં દિવાન સાહેબ જોવા માટે મોટરમાં નીકળ્યા. હું મોટરમાં સાથે હતો...

"તુરતજ અલીભાઇ ઝવેરી મળ્યા. દિવાન સાહેબે વાતચીત કરી પૂછયું કે "આ શું આદર્યું છે?" જવાબ મળ્યો કે "અમને પરિષદ જોઇતી નથી એટલે આ કર્યું છે." આ શબ્દો મેં મારે કાને સાંભળ્યા છે."

## શ્રી ઘડીયાળી ચત્રભજ પ્રેમજીના નિવેદનમાંથી:

"મારી દુકાનમાં દાખલ થયા. ટેબલને લાત મારી. મને પછાડયો અને મારી દુકાનમાંથી બે ઘડીયાળો લઇ ગયા. મારા છોકરાને પેટમાં ઠોસા માર્યા."

## દલાલ ત્રીભોવન ચત્રભુજના નિવેદનમાંથી:

"ખટારામાં ૫–૭ માણસો ચડી આવ્યા. મારી ટોપી આંચકી લીધી. મારૂં ધોતીયું ફાડી નાખ્યું. બંદરેથી માણસોના ખટારા ભરાઇને આવતા મેં જોયા છે. આ ખટારામાં વાઘેર ભાઇઓને લાવવામાં આવતા હતા."

## શ્રી ચીમનલાલ છગનલાલ ગાંઠીયાવાળાના નિવેદનમાંથી:

"મારા ભાઇની ટોપી આંચકી લીધી. પુરાના થાળાને ફેંકી દીધો અને ગાંઠીયાના હાથા ભરી ભરીને ચાલતા થયા. દુકાનનું બોર્ડ ભાંગીને લઇ ગયા. એક બ્હેનને મેં દુકાનમાં આશરો આપ્યો ન હોત તો તેણીની બુરી વલે થાત."

**શ્રી દ્વારકાદાસ સુંદરજીના નિવેદનમાંથી :**

"અમારી દુકાનેથી થેલીઓ લઈ ગયા. લઇ જનારમાં મુસલમાન પરનીયો નામનો માણુસ હતો. કેમ આમ કરો છો એમ પૂછતાં મને ગાળો કાઢી."

**શ્રી આણંદજી ટોકરશીના નિવેદનમાંથી :**

"મારી દુકાન પાસે સરઘસ આવ્યું. ૯ રૂમાલ, ચાર દુવાલ, ૪ ડઝન પેન્સીલ વગેરે માલ લઈ ગયા. સરઘસમાં પલટન વાળા પણ સામેલ હતા."

**શ્રી મગનલાલ જગજીવન શેઠ [પ્રજા પરિષદના ખજાનચી] ના નિવેદનમાંથી :**

"હું હરિપતાલેથી વળતો હતો ત્યારે ગાડીમાં ચડીને મારી ટોપી લઇને તેને ઉડાડતા ઉડાડતા લઇ ગયા."

**શ્રી કાનજીભાઇ વાણંદના નિવેદનમાંથી :**

"હું ગોવિંદાશ્રમમાં હતો. તોફાન થશે એમ માની હોટલના દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. ત્યાં લાનસરના બે સીપાઈ આવ્યા. સીટી વગાડી દરવાજો તોડી દાખલ થયા."

**શ્રી પ્રભુલાલ રતનશી (ઉંમર વર્ષ ૧૩) ના નિવેદનમાંથી:**

"માલ લેવા જતાં મારા ખીસામાંથી રૂા. ૧) લઈ ગયા. તે કેશરી સાફાવાળો હતો."

**શ્રી નવલચંદ લક્ષ્મીચંદના નિવેદનમાંથી :**

"મારી ટોપી લઇ ગયા. મને ઢસરડયો અને માર્યો. મારી સાયકલ તેઓ લઇ ગયા છે."

**શ્રી અકબરઅલી અબ્દુલકાદર વ્હોરાના નિવેદનમાંથી:**

"કેટલાક લોકો મારી દુકાનમાં દાખલ થયા અને કેટલીક છાબીઓ તોડી નાખી. અને રૂા. ૧૦) દશની નોટ મારા ખીસામાંથી

હાથ નાખી ઉપાડી ગયા અને મને એક લાકડી મારી. મને રૂા. ૩૫) પાંત્રીશનું આશરે નુકશાન થયું છે."

**શ્રી રતિલાલ લઘુભાઈના નિવેદનમાંથી:**

"મારી બાજુમાં ઇસાભાઇ પાણીવાળાના દીકરા અબ્દુલ કરીમ જેઓ અન્જુમને ઇસ્લામના ઉપપ્રમુખ છે, તેઓએ ટોળાને ઓર્ડર કર્યો કે પરિષદના બોર્ડ ઉતારો અને બાળી નાખો. આ હુકમનો તુરત જ અમલ થયો. આ બધું મેં મારી નજરે બનતાં જોયું છે.

"લીંબડીના ઠાકોર તેમની મોટરમાં બેઠા બેઠા બધું જોતા હતા. તેમણે પણ અબ્દુલ કરીમ ઇસાભાઇને બોલાવીને કાંઇક કહીને તથા નીશાનીથી વાતચીત કરી હતી."

**મુક્તાબ્હેન (ઉ. વ. ૧૭) કેશવજી રાજગોરના નિવેદનમાંથી:**

"પાણીનું બેડું ભરી રેવાશંકર વકીલના ઘર પાસેથી જતીહતી. ત્યાં ગરાસીઆ અને મુસલમાનનું એક ટોળું જતું હતું. તેમાંથી એક માણસે મારો ચેન ખેંચવા કોશીષ કરી. હું પાછી ફરવા ગઈ ત્યાં હાંડો પડી ગયો."

**કુ. મણી [ ઉમર વર્ષ ૧૩ ] રવજીના નિવેદનમાંથી:**

"હું પહેલી અંગ્રેજીમાં અભ્યાસ કરૂં છું. સ્કૂલ સવારની હતી. ૧૧ વાગે રજા પડતાં સ્કૂલમાંથી નીકળતી હતી. ત્યાં રજપુત જેવા એક સાફાવાળાએ મારૂં કાંડું પકડયું અને ઢસરડવા પ્રયાસ કરવા જતો હતો ત્યાં મારી મહેતાણી અમૃતબ્હેને ઝટકો મારી મને છોડાવી. જો આમ ન થયું હોત તો કોણ જાણે મારી શું વલે થાત. નીશાળમાં નાની છોકરીઓ રડતી હતી, અને મોટી બ્હેનો ત્રાસથી ભયભીત બની ગઈ હતી."

**શ્રી. કેશવલાલ હેમચંદ વસાના નિવેદનમાંથી:**

"હું આશરે સાડા દશ વાગે પ્રજા પરિષદની ઓફિસ

આગળ હતો. ત્યારે ગુંડાઓનાં વ્યવસ્થિત ટોળાંએ મારી ઉપર અચાનક હુમલો કર્યો. મારી ટોપી મારા માથા ઉપરથી લઈ લીધી અને ટોળાંની અંદર તેને સામસામી ઘા કરીને ફેંકવા માંડયાં.

"......... આ ગુંડાઓ એકદમ મારી ઉપર તૂટી પડયા અને મને ટોળાંની અંદર ધક્કા મારીને લાવી મૂકયો, ઢસરડયો અને ખૂબ માર માર્યો.......મારા માથામાંથી બે ઠેકાણેથી એકદમ લોહીની ધાર થઇ. તો પણ ગુંડાઓએ મને માર-વાનું ચાલુ રાખ્યું હતું. તે દરમ્યાન એક બીજા બીનકેસી પોલીસ કે જેનું નામ નુરમહદ છે તેણે મને બાથમાં લઇને ટોળાંમાંથી મહામુશીબતે બ્હાર કાઢયો અને સામે વાડીલા સુંદરજી વીરજીની દુકાનમાં પહોંચાડયો. દુકાનમાં પણ મારા માથામાંથી લોહીની ધાર ચાલુ જ હતી. અને મને તમર આવી ગયા હતા

"મને માર પડતો હતો તે દરમ્યાન ગુંડાઓ મારૂં ખમીસ કાઢીને મારા સોનાનાં ચાર બટન લઇ ગયા. મારૂં ધોતીયું પણ કાઢી લીધું હતું. અને તે પણ લઇ ગયા અને મને સાવ નગ્ન કરી નાખ્યો. મારો કોટ પણ કાઢી નાખ્યો અને મને ખૂબ ખૂબ માર માર્યો. મારાં બધાં કપડાં લોહી લોહીથી ભરાઈ ગયાં.

"......હું વાડીલા સુંદરજી વીરજીની દુકાનમાં હતો ત્યાં પોલીસ કમીશનર શ્રી. [illegible] ... તેજ વખતે મેં તેઓને મદદ કરવાનું કહેતાં તેઓએ મને મદદ કરવાની અશક્તિ બતાવી હતી. મને કહે કે "અત્યારે મારી પાસે પોલીસ પણ નથી. અને તમને લઈ જવાને મોટર પણ નથી."

**શ્રી મુલચંદ મગનલાલના નિવેદનમાંથી :**

"હું મારી ગાડીમાં બેસવા જતો હતો ત્યાં કેટલાક સરઘસ-વાળાં લોકોએ મને પકડીને લાકડી [illegible] માંડયા. તનમન ૬—૭

ઘા માથા ઉપર તથા ગોઠણ ઉપર તથા શરીરનાં જુદા જુદા ભાગો ઉપર કર્યા. મારા માથામાં બે જગ્યાએ ફૂટ થઈ છે."

**શ્રી મગનલાલ ચત્રભજના નિવેદનમાંથી :**

"મે. દિવાન સાહેબે જ્યારે પ્રાગજીભાઈ ઇન્સ્પેક્ટરને સરઘસ વિખેરી નાખવાનો હુકમ આપ્યો ત્યારે હું હાજર હતો. સરઘસ દયાશંકર લાયબ્રેરી પાસે આવ્યું. ત્યાંસુધી સરઘસ ન વિખેરાયું. ત્યારે પ્રાગજીભાઈ સરઘસમાં ચાલતા હતા, એને મેં બોલાવીને કહ્યું કે "તમને દિવાન સાહેબે હુકમ કર્યો છે છતાં સરઘસ કેમ વિખેરતા નથી? ત્યારે પ્રાગજીભાઈ કહે છે "મેં કહ્યું પણ મારું કોઈ માનતુ નથી. મેં મારા સાહેબને બોલાવેલ છે."

**શ્રી ગગુ હીરજીના નિવેદનમાંથી :**

" ઠક્કર ગોકળદાસ હીરજીની દુકાનમાં હું નોકર તરીકે કામકાજ કરું છું. .........ટોળામાંથી લગભગ ૧૦—૧૨ જણા દુકાન માથે ચડી ગયા અને અંદર દાખલ થઈ કબાટના કાચ તોડી નાખ્યાં અને મને તે પછી પકડીને દુકાનની બહાર નાંખી દીધો. પછી લગભગ ૫૦—૬૦ જેટલા દુકાનમાં ચડી ગયા. અને પટાઓ, પાટી તથા હોલ્ડરો ઉપાડી ગયા. દુકાન ઉપર બોર્ડો હતા તે બધા તોડીને ભુક્કો બોલાવી દીધો. અને ગજાર વચ્ચો વચ્ચ સળગાવીને હોળી કરી મારા માથેથી ટોપી ઉતારીને નાંખી દીધી. દુકાન આખી ચુંથી નાખી અને કેટલોક માલ ઉપાડી ગયા છે, કેટલોક બાળી નાખ્યો છે અને કેટલોક તોડી ફોડી નાખ્યો છે. પાણાના અસંખ્ય ઘા કરતા હતા."

**શ્રી પરશોતમ કાલીદાસના નિવેદનમાંથી :**

"...તેમાંથી એક જણે મારે માથેથી ખાદીની ટોપી લાકડી વતી લઇ લીધી અને ફેરવીને ઉલાળવા માંડી. મને ખબર પડતાં તે

ફાલી એવી મેં લીધી. એટલામાં ૧૦–૧૨ જણા ચીંટળાઇ વળ્યા અને મારા હાથમાંથી ટોપી ઝુંટવવા મંડયા. મેં ખેંચી રાખી તેથી બે તમાચા મારા ગાલ ઉપર માર્યા."

**શ્રી ઉત્તમ સુંદરજીના નિવેદનમાંથી:**

"મારી કંતાનની હેંડ બેગ નંગ આશરે ૨૦, ૫–૭ જણાએ અંદર આવી ભાગો મારો વગેરે શબ્દો બોલી થેલાનો જુમખો ઉઠાવી ગયા. સરધસની અંદર છુટા પાણાના ઘા કરતા હતા."

**શ્રી કાનજી (ઉમર વર્ષ ૧૦ )શામજીના નિવેદનમાંથી :**

"સરધસમાંથી એક જણો ગરાસીયો હતો તેણે મારા માથે ખાદીની ટોપી પહેરી હતી તે ઉતારી લીધી અને જમણા પગમાં લાકડીના બે ઘા માર્યા."

**શ્રી બાબુલાલ માણેકચંદના નિવેદનમાંથી:**

" ...સરધસમાંથી એક જણાએ મારા માથા ઉપર ખાદીની ટોપી પહેરેલી હતી તે ચીંટળાઇ વળીને ઉતારી લીધી અને વાસામાં એક જણાએ બે ચાર લાકડીઓ મારી. અને તેમ કરવામાં પ્રથમ મને સાયકલ ઉપરથી હાથ ઝાલીને નીચે પછાડવામાં આવ્યો હતો. "

## શ્રી વીરચંદ શાહનું નિવેદન

નવાનગર રાજ્ય પ્રજા મંડળના એ સમયના પ્રમુખ શ્રી વીરચંદ પાનાચંદ શાહે ૨૦મી એપ્રીલની ગુંડાગીરી અંગે વર્તમાનપત્રો જોગું નીચેનું નિવેદન બ્હાર પાડયું હતું. ( પૃષ્ટ ૫૫ )

"તા. ૨૧–૪–૩૯ ના 'મુંબઈ સમાચાર' દૈનિકમાં દીવાનની દૃષ્ટિએ જે તારની× વિગત પ્રગટ થઈ છે, તે ઉપરથી ગેરસમજુતી ફેલાય નહી, એથી તે સંબંધમાં નીચે પ્રમાણે ખુલાસો થવાની જરૂર છે.

×આ તારની વિગત પ્રકરણ ૮ મામાં આપવામાં આવી છે.

"સરઘસ ગરાસીઆઓ કે મુસલમાનોનું હતું એમ કહેવું બરાબર નથી. સરઘસમાં રાજ્યની નોકરી કરતા નોકરો અને બાકુતી માણસો હતા. તે પૈકી નીચે પ્રમાણે વર્ગ અને ખાતાના માણસો તેમાં દેખાતા હતા.

(૧) ધીરજ મેટલ વર્કસના મુસ્લીમ મજુરો.
(૨) રોડ ડિપાર્ટમેન્ટનાં મેઘવાળ મજુરો.
(૩) બેડી પોર્ટના વાઘેર મજુરો.
(૪) મ્યુનિસિપલ ઓફીસનાં મુસ્લીમ પટાવાળા અને કામદારો.
(૫) સ્ટેટ કોન્ટ્રાકટરના મેઘવાળ મજુરો.
(૬) મુસ્લીમ અખાડાના પટણી ભાઈઓ.
(૭) આમરણ બેલા તરફના મીયાણાં મુસ્લીમ ભાઈઓ.
(૮) પલટણ રસાલા અને બીજા ખાતાઓના ગરાસીયા ભાઈઓ.

"એટલે કોઇપણ કોમ કે જાતે આ સરઘસ કાઢયું છે એ વાત સાચી નથી. પરંતુ અમુક સ્વાર્થ પ્રેરિત અમલદારો તથા વેપારીઓની ખાસ દોરવણી અને પ્રેરણાથી આ સરઘસ નીકળ્યું હતું.

"આ સરઘસ માટે અગાઉથી ગામડાંઓમાંથી માણસો બોલાવવામાં આવ્યા હતા. અને વ્યવસ્થિત રીતે પ્રજામાં ત્રાસ બેસાડવા અર્થે આ સરઘસ યોજના પ્રમાણે નીકળ્યું હતું.

"સરઘસ ખંભાલીયાના દરવાજેથી શરૂ થયું. આ સરઘસને શરૂઆતથી જ અમુક નામચીન વેપારી તથા વકીલો અને અમલદારોએ સૂચના કરી પ્રેરણા આપી હતી.

" આ સરઘસે શરૂઆતથી જ તોફાની વલણ શરૂ કર્યું હતું. તેના તોફાની વલણ સંબંધે ગામમાં અનેક જાતની અટકળો પ્રથમથી જ ફેલાઈ ચૂકી હતી. સરઘસના માણસોએ શરૂઆતમાં જ ખંભાલીયાના દરવાજેથી ગુપ્તીની ફેરી કરનારા બે

બાળકોના ખુમચા ખાલી કરી નાખ્યા હતાં. અને રસ્તે ચાલ્યા આવતા ધોળી ટોપીવાળાઓની ટોપીઓ ઝુંટવી લઇને જાહેર રસ્તાઓ ઉપર સળગાવવાનું કાર્ય શરૂ કર્યું હતું.

"જુદા જુદા બોર્ડોમાં મહારાજા જામ સાહેબની વફાદારીના શબ્દો લખી મોઢેથી પ્રજા પરિષદ, મહાત્મા ગાંધીજી, સરદાર વલ્લભભાઇ પટેલ વગેરેને ગાળો કાઢવા અને અપમાનજનક શબ્દો બોલવા ચાલુ રાખ્યા હતા.

"સરઘસને મોખરે બેન્ડ, ત્રાંસા, ઢોલ વગેરે વાગતાં હતાં. મુસ્લીમ અખાડાવાળા યુવાનો દેખાવો કરતા હતા. પાછળ ગરાસીઆ, વાઘેર, મેઘવાળ વગેરે ભાઇઓ મોટા અવાજો કરતા રસ્તે ચાલ્યા જતા હતા. આ રીતે સરઘસ દરબારગઢ પાસે પહોંચ્યું. જ્યાં દિવાન ઓફીસ, મ્યુનિસિપલ ઓફીસ, ન્યાયની કોર્ટો વગેરે ઓફીસો બેસે છે. અને જ્યાં બધા અમલદારો પણ બેસે છે.

"અહીં એક ઘડિયાળીની દુકાને એક છોકરો ધોળી ટોપી પહેરી બેઠેલો. તેની ટોપી ઉતારવા જતાં છોકરો દુકાનમાં ભરાયો. તેની પાછળ માણસો દુકાનમાં ચડી ગયા અને દુકાનદારોને માર મારી છોકરાને ટીચ્યો. બે ઘડિયાળો ઉપડી ગઇ.

"દિવાન સાહેબ પાસે કેટલાક માણસો પહોંચી ગયા. દિવાન સાહેબ શાંતિ રાખી બધું સાંભળવા લાગ્યા. એ વખતે ગામમાં હાહાકાર વર્તી રહ્યો હતો. રસ્તે ચાલતાં માણસોનાં માથાં ભાંગતાં હતાં અને વેપારીઓની દુકાનો લુંટાતી હતી.

"દિવાન સાહેબ છેવટ ઉભા થાય છે. સાથે મેજીસ્ટ્રેટને લઇ બજારમાં નીકળે છે. આ દરમ્યાન દરબારગઢ પાસે હાહાકાર થઇ રહ્યો હતો. એક ગાડીવાનનાં માથા ઉપર સખ્ત ફટકા પડતાં તે લોહીલોહાણ થઇ લોહીથી નીતરતો હતો.

"કાપડ બજારમાં કેટલીક દુકાનોમાંથી લુંટ શરૂ થઈ હતી. અને ફાવે તે રીતે માલ ઉપાડી રસ્તા ઉપર ઉડાડી દેવામાં આવતા હતો.

"શાક મારકીટ પાસે આવેલ ભાઈ ચીમનલાલ ગાંઠીયાવાળાની દુકાન લુંટી લેવામાં આવી હતી.

"સરઘસમાંના માણુસો હાથમાં સ્પીરીટ-કેરોસીનના સીસા રાખીને ફરતા હોય બધા માણુસો આગની આગાહી માનતા હતા.

"એક ભાઇના ગાલ ઉપર કોઇ ગુંડાએ બચકું ભર્યું છે. આમ ચોમેર તોફાન મચાવતું સરઘસ નાટકશાળા પાસે આવેલી પ્રજામંડળની ઓફીસ તરફ આવ્યું.

"એક મુસ્લીમ સંસ્થાના આગેવાન આ વખતે સરઘસને સૂચનાઓ દઇ ઓફીસે કંઇક કરવા સૂચનાઓ આપતા દેખાયા હતા.

"લીંબડીના ઠાકોર આ સમય દરમ્યાન બે ત્રણ વખત રસ્તા ઉપરથી પસાર થયા હતા. અને સરઘસના ભાઇઓની આખી ચળવળ નજરે જોતા હતા. સરસઘનાં માણુસોએ ઠાકોર સાહેબને જોઇ તેની જયના પોકારો પાડયા હતા.

"સરઘસ પરિષદની કચેરી પાસે આવ્યું અને હાહાકાર થઈ રહ્યો. દુકાનો બંધ થવા લાગી હતી અને પ્રજામાં ગભરામણુ ફેલાતી હતી. પરિષદ ઓફીસના દરવાજે ઉભેલા ભાઇઓને ધક્કા મારી બે ત્રણુ માણુસો પરિષદ કાર્યાલયમાં દાખલ થયા, અને પરિષદના કાર્યકર ભાઈઓના માથાં ઉપરથી ટોપીઓ લઈ રસ્તે ફેંકી ચાલતા થયા હતા. સુપ્રસિદ્ધ ગોવિંદાશ્રમ હોટલના દરવાજા તોડવા પ્રયત્ન થયો હતો.

"પરિષદ કાર્યાલયના દરવાજે ઉભેલા ભાઈ કેશવલાલ દેવચંદ ત્રસાને ગરદન ઝાલી રસ્તા ઉપર ફેંકી દેવામાં આવ્યા. અને તેના

ઉપર પચીશથી ત્રીસ ગુંડાઓ તુટી પડયા અને લગભગ એકસોથી પણ વધારે ઘા તેના શરીર ઉપર પડી ગયા. વાંસામાં, પગમાં અને બીજે સખ્ત મુંઢ માર પડયો હતો, અને માથામાં ચાર ઠેકાણે ફુટ થવાથી બેશુદ્ધ હાલતમાં તેને બીજે સ્થળે ફેરવવામાં આવ્યા. આ વખતે મુસ્લીમ પોલીસ તુરમામદે ભાઈ કેશવલાલને બચાવવા પ્રયત્ન કર્યો હતો જેથી તે ભાઇને પણ માર પડયો હતો. ભાઇ કેશવલાલે આવી લોહીલોહાણુ હાલતમાં ના. જામ સાહેબના બંગલે જઇ જામ સાહેબને બધી હકીકતથી વાકેફ કર્યા હતા. આ વખતે લીંબડીના ઠાકોર સાહેબ, રાજકુમાર પ્રતાપસિંહજીભાઇ, મે દિવાન સાહેબ મેજીસ્ટ્રેટ પોપટલાલ અને પોલીસ કમીશ્નર હાજર હતા. ભાઈ કેશવલાલને માર મારી તેનું ધોતીયું ઉતારી લઇ ટુકડા કરી રસ્તા ઉપર બાળ્યું હતું.

"પરિષદની ઓફીસ હેઠળ આવેલ સાયકલની દુકાનના માલીક ભાઇ નવલચંદને પણ માર મારવામાં આવ્યો છે. અને પરિષદના મંત્રી શ્રી ગોકળદાસ હીરજીના સ્ટોર્સ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો. અને સ્ટોર્સમાં કામકાજ કરતા માણુસને દુકાન ઉપરથી નીચે પછાડી તોફાનીઓએ દુકાનનાં બારણાં તોડી દુકાનનો કબજો લીધો હતો. દુકાનમાંથી ફાવે તેમ વસ્તુઓ જાહેર રસ્તા ઉપર ફેંકી દીધી હતી. કેટલાક કબાટોના કાચ ભાંગી નાખ્યા હતા અને બોર્ડોને તોડી દુકાન સામે જાહેર રસ્તે ડામર રોડ ઉપર સળગાવ્યા હતા.

"પરિષદની ઓફીસના તથા સેવા સંઘના બોર્ડો મકાનના માળ ઉપર લગાવેલા, તે તોફાનીઓએ ત્યાં ચડી તોડી પાડયા હતા અને તેના ટુકડા કર્યા હતા અને આગમાં જલાવ્યા હતા. પત્થરોના ઘા કર્યા હતા અને બારી બારણાંના કાચ તોડી નાખવામાં આવ્યા હતા. નીચે ઉભેલા માણુસો અને પ્રજાને ગભરાવવા ભયંકર ગર્જનાઓ

કરી હતી. પોલીસના માણુસોની શક્તિ કે સત્તા આ તોફાન વચ્ચે પડી પ્રજાજનોની રક્ષા કરવા કે તોફાનીઓને અટકાવવા કંઇ કાર્ય કરી શકી નહિ.

"દિવાન સાહેબની મોટર ના. જામસાહેબને બંગલે ગઇ હતી અને હકીકત જાહેર કરી હતી.

"છેવટે પોલીસ પાર્ટીઓ આવી પહોંચી હતી. અને શહેરના પ્રજાજનોને પોતાના દર્શન આપવા ગોઠવાઈ ગઇ હતી.

"સરઘસ જામ બંગલે લઇ જવાનું ઠરાવવામાં આવેલ હોય પાછળથી બેડીના દરવાજા બહાર તેને વિખેરવામાં આવતાં તેમાં અસંતોષ ફેલાવા પામ્યો હતો. અને ના. જામસાહેબના દર્શનના આ અભિલાષિઓને નિરાશા મળી હતી.

"ધાંધલ દરમ્યાન સ્કુલમાં વિદ્યાર્થીઓની ટોપીઓ અને પુસ્તકો લુંટવાનાં પ્રસંગ બન્યા હતા અને કેટલાક સ્થળે સ્કુલમાં પણ તોફાનીઓ દાખલ થયા હતા.

"આ બધા સમય દરમ્યાન તોફાનીઓ પરિષદના મંત્રી તથા પ્રમુખની શોધમાં હતા. પરિષદ ઓફિસનાજ એક રૂમમાં શ્રી. વીરચંદ પાનાચંદ શાહ, ગોકળદાસ ડારજી ઠક્કર, વેણીલાલ બુચ અને બીજા એક બે ભાઈઓ બેઠા હતા. નીચે દુકાનોમાં આગ લાગવાની બુમો સંભળાતી હતી. અને નીચે ડામરનાં રસ્તા ઉપર આગ સળગતી હતી.

"પરિષદ ઓફિસ પાસે આ બધું તોફાન લગભગ અરધા કલાક ઉપર ચાલ્યું હતું. પરિષદના કાર્યાલયના ભાઇઓને મદદ કરવા આસપાસના તમામ માણસો ખૂબ જહેમત ઉઠાવી રહ્યા હતા, પરંતુ ઇશ્વરના દયાથી વધારે અનિષ્ટ પરિણામ સીવાય સરઘસ

ત્યાંથી ચાલ્યું ગયું. પાછળ તુરત જ દિવાન સાહેબ અને પોલીસ કમીશ્નરની મોટરો આવી હતી.

"આ બધા બનાવો દરમ્યાન પોલીસના બીન ડ્રેસી અને ડ્રેસી સિપાઈઓ હાજર હતા. પોલીસ અમલદારો પણ ઉભા હતા.

"સ્કુલમાંથી છુટતી કન્યાશાળાની કન્યાઓમાં ખૂબ ગભરામણ ફેલાવી હતી. અને રડારોળ થતાં તેમને મોટર વાહન મારફત તેમને ઘેર પહોંચડવામાં આવી હતી.

"જામનગરના ઇતિહાસમાં આવો કાળો કેર વર્તાવનારો આ પ્રથમ જ દિવસ હતો. હિન્દુ મુસ્લીમ અને કોમ કોમ વચ્ચે ઐક્ય માટે અભિમાન લેતાં આ શહેરને આજે તોફાનીઓનાં કૃત્યે કાળી ટીલી લાગી છે. પણ ઇશ્વર કૃપાએ વધુ નુકશાનીથી આ શહેર અત્યારે તો બચી ગયું છે.

"તા. ૨૧ મીએ રાત્રે પ્રજા પરિષદના કાર્યાલયનાં ઉપરનાં ભાગમાં વેપારીઓની એક સભા મળી હતી. ત્યારે કોઇએ નીચેના ભાગમાં પ્રકાશ સ્ટોર્સમાં આગ લગાડવા પ્રયત્ન કર્યો હતો. આ બનાવની પોલીસ કમીશ્નર અને પોલીસ અધીકારીઓને જાણ કરવામાં આવી હતી.

"આ ઉપરથી સહુ કોઇ જાણી શકશે કે સરઘસે અખત્યાર કરેલી નીતિ અકસ્માત બની ન હતી. પણ વ્યવસ્થિત અને યોજનાપૂર્વક બની હતી.

"એક પણ સ્થળેથી પ્રજાનાં કોઇ પણ શાંત શહેરીએ સરઘસ સામે કોઇ પણ જાતનો સામનો કરીને કે કંઇ ઉશ્કેરવાનું કારણ આપવાનો પ્રસંગ બન્યો જ નથી. આ આખા બનાવ માટે શાંત પ્રજાની નિર્દોષતાની ખાત્રી થઇ શકશે.

"આવા ક્રુર બનાવ પછી તે સંબંધમાં કોઈની પણ ધરપકડ થયાની જાણ નથી.

"પ્રજાની અભિલાષાઓ અને એક સંપી તોડવા માટેના આ પ્રયત્નો કરનારાઓને પ્રભુ સદ્‌બુદ્ધિ આપે એવી અમારી અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે."

## પરિશિષ્ટ ૨

### સમાધાનનો ખરડો (પૃષ્ટ ૫૦)

અમો સ્વસ્થાન જામનગરના આ પ્રજામંડળના સભ્યોમાંના નીચે સહી કરનારા ચાર સભાસદો અને મહારાજા જામસાહેબ વચ્ચે નીચે પ્રમાણે સમજુતી થયેલી જાહેર કરીએ છીએ.

(૧) સમગ્ર પ્રજાની અને ખાસ કરીને ખેડુતોની ફરિયાદોની તપાસ કરવા માટે એક કમિટિ નીમાય, અને તે કમીટીની ભલામણો નામદાર મહારાજા સાહેબ પાસે રજુ થાય અને તેનો યોગ્ય અમલ કરવા મહારાજા સાહેબ ઘટતું કરે.

### નોંધ

કમીટી સાત માણસોની રહેશે, જેમાં રાજ્ય બીનઅધિકારી અને તટસ્થ એવા ત્રણ મેમ્બરો નીમે અને આ પ્રજામંડળ પોતના તરફથી ત્રણ નામો આપે અને મે. દિવાન સાહેબ આ કમીટીના પ્રમુખ તરીકે રહેશે.

આ કમીટી તુરતમાં જાહેર થવી જોઈએ.

(૨) પ્રજા પરિષદ અને પ્રજામંડળની પ્રવૃતિ તરફ રાજ્યની સહાનુભુતિ રહેશે.

પ્રજા મંડળ પ્રજાપરિષદ સંબંધી પ્રચારકાર્ય યોગ્ય પ્રચારકો મારફત કરશે અને કોઇપણ જાતના અયોગ્ય પ્રચારને રોકશે.

**નોંધ :**

પરિષદની બેઠક હાલ તુરત ઓછામાં ઓછી બે માસ માટે મુલતવી રાખવી.

(૩) જામનગર શહેરની મ્યુનિસિપાલીટી પ્રજાકીય બનાવવાની રાજ્ય જાહેરાત કરે અને તેને અંગે બંધારણ વગેરે નક્કી કરવા રાજ્ય અને પ્રજા મળીને એક કમીટીની નીમણૂક કરે.

(સહી) M. Pestonji (સહીઓ) વીઠલદાસ દામોદર ગોવિંદજી
દીવાન — વીરચંદ પાનાચંદ શાહ
નવાનગર સ્ટેટ — મગનલાલ જગજીવન શેઠ
તા. ૪–૨–૩૯ — ગોકળદાસ હીરજી ઠક્કર

## પરિશિષ્ટ ૩

**રાજ્યની જાહેરાત ( પૃષ્ઠ ૭૧ )**

સંસ્થાન નવાનગર દરબારી ગેઝેટ

સંવત ૧૯૯૫ ના વૈશાખ શુદ ૮ ગુરૂવાર તા. ૨૭ એપ્રીલ સને ૧૯૩૯

પુરવણી

સંસ્થાન ધી નવાનગર હજુર ઓફીસથી

જાહેરનામું

તા. ૨૦–૪–૧૯૩૯ના રોજ સવારના ૯ થી ૧૧ સુધી જામનગર શહેરમાં જે સરઘસ નીકળ્યું હતું, તે સરઘસના કેટલાક માણસોએ નિર્દોષ પ્રજા તરફ જે વર્તન ચલાવ્યું હતું, તે સંબંધમાં તા. ૨૩–૪–૧૯૩૯ ના રોજ વેપારી, વકીલો અને બીજા ભાઇઓનું ડેપ્યુટેશન ખા. બા. દીવાન સાહેબને મળ્યું હતું. તેણે જે હકીકત રજુ કરી હતી તે અમારી જાણમાં આવતાં અમોને ઘણું જ દુઃખ થયું છે અને અમારી પ્રજાને જે સહન કરવું પડયું છે તે તરફ અમો દીલસોજી જાહેર કરીએ છીએ.

અમારી પ્રજાનું રક્ષણ અમો જે રીતે કરતા આવ્યા છીએ તે રીતે રક્ષણ કરવાની અમો આ ઉપરથી જાહેર પ્રજાને ખાતરી આપીએ છીએ, અને ભવિષ્યમાં આવો દુઃખદ પ્રસંગ ન બને તેની તકેદારી રાખવા માટે અમો લાગતાવળગતા ખાતાંવાળાઓને આ ઉપરથી ખાસ સૂચના આપીએ છીએ.

ઉપર જણાવેલ બનાવ સંબંધમાં રાજ્ય તરફથી તપાસ થઈ યોગ્ય કરવામાં આવશે.

તા. ૨૬ એપ્રિલ સને ૧૯૩૯ સં. ૧૯૯૫
નામદાર મહારાજા જામસાહેબ બહાદુરના હુજુર ફરમાનથી
Merwanji Pestonji દીવાન સ્ટે. નવાનગર

## પરિશિષ્ટ ૪

**પ્રમુખનું નિવેદન:** [ પૃષ્ટ ૧૧૨ ]

નામદાર મહારાજા જામસાહેબે તાજેતરમાં મુંબઈ ખાતે કરેલા ભાષણ ઉપરથી જણાય છે કે, તેઓ નામદાર સ્વેચ્છાએ પ્રજાને વ્યાજબી હક્કો અને બંધારણીય સુધારા આપવા માગે છે. તેથી તેમની આ નેમ પાર પાડવા માટે યોગ્ય વાતાવરણ ઉભું થાય તે હેતુથી, અમોએ તમામ પરિસ્થિતિનો વિચાર કરી, અમારા સહકાર્યકર્તાઓની સલાહથી એવો નિર્ણય કર્યો છે કે, પ્રજામંડળની તમામ પ્રવૃત્તિઓ બંધ રાખવી. પ્રજા કલ્યાણના શરૂ થતાં કાર્યોમાં જ્યાં જ્યાં રાજ્ય અમારો સહકાર ઇચ્છશે, ત્યાં ત્યાં અમારો સંપૂર્ણ સહકાર રહેશે. અને અમે આશા રાખીયે છીએ કે, અમારા આ નિવેદન પછી પ્રજામાં સુખ શાંતિ સ્થાપવા અને અરસપરસની વિશ્વાસની લાગણી પેદા કરવા રાજ્ય ઘટતું કરશે. મુંબઈ તા. ૧૭-૬-૩૯.

(સહી) વિઠ્ઠલદાસ દામોદર ગોવિંદજી
પ્રમુખ, સંસ્થાન નવાનગર પ્રજામંડળ

નવાનગર રાજ્યના જામ સાહેબ ચેમ્બર ઓફ પ્રિન્સિસના પ્રમુખ છે અને રાજાઓમાં રાજકારણમાં આગળ પડતો ભાગ લે છે. દેશમાં ચાલતી બધી પ્રત્યાઘાતી અને જનતા વિરોધી હિલચાલો અને તેના સંચાલકો સાથે ઊંડો સંબંધ ધરાવે છે. કાઠિયાવાડના જુલમને ટકાવી રાખવામાં અને તેને સંગઠિત સ્વરૂપ આપવામાં પણ તેમનો મોટો ફાળો છે. આવું મહત્વનું સ્થાન ભોગવતા હોઈ તેઓ પોતાની પ્રજાને કચડી નાખવામાં ભારે સફળતા મેળવે છે. અને છતાં એ વાત ભાગ્યે જ બહાર આવે છે. આ પુસ્તક એ પડદો ચીરી નાખે છે. એ રીતે ખાસ મહત્વનું છે.

—દીનકર મહેતા

એ વરસે જાગી ઊઠેલી રાજસ્થાની પ્રજાઓની લડતમાં જામનગરની જનતાએ મોટાં બલિદાનો આપીને સ્વતંત્રતા માટે જબરૂં આંદોલન ઉપાડ્યું હતું. તેના પર જે બેહદ અમાનુષી જુલમ થયા હતા તેનો ચિતાર અને પ્રજાની લડતનું સાચું અને પૂરતું વર્ણન હજી સુધી બહાર નથી પડ્યું. પહેલી જ વાર આ પુસ્તકમાં તેનું આબેહૂબ વર્ણન પ્રકાશમાં આવે છે. રાજસ્થાની લડતોની બહાદુરી અને તે લડતો કેવી ઘાતકી અને અકળ રીતે કચડી નાખવામાં આવે છે અને છતાં લોકો કેટલી વીરતા બતાવી શકે છે એ સમજવા માટે આ પુસ્તક મોટો ફાળો આપશે.

—વજુભાઈ શુક્લ